સ્વ. શરદ્બાબુની પ્રસંસાને વરેલા, પારૂ, અભિમાન,
અપર્ણા અને વારસદાર જેવી કૃતિઓના સફળ સર્જક

સ્વ. નારાયણબાબુ કૃત

# અ・કુ・રા・ણી

: અનુવાદક :

'મૃદુલ'

કિતાબઘર

રાજકોટ.

:પ્રકાશક:
રસિક શાહ
"કિતાબઘર"
રા જ કો ટ



મૂલ્ય અઢી રૂપિયા
પ્રથમાવૃત્તિ : શ્રાવણ ૧૯૯૯

: મુદ્રક :
નાચાલાલ મ. શાહ
સ્વાધીન · મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ, રાણપુર



જેમાં જીવન સ્મરણો
આજ પણ હૈયામાં જીવંત રહ્યાં છે
તે
—સ્વ. બેન પ્રભાને—

પ્રકાશક

# શ્રી 'મૃદુલ'ની અન્ય કૃતિઓ

—મૌલિક—

ચિત્રમંદિર
×
પાંચાળનો વિરલો
×
ડાયરો
×
લોહીના લેખ
×
અમર બલિદાન
×
કોને ખાતર
×
સળગતી ઓપરી
×
લોખંડી પંજો
×
રાસ કટોરી
×
કાળની ચકકી
×
પરણ્યા પહેલાં
×
માનસિક વ્યભિચાર
×
મહાયાત્રા
×
રાષ્ટ્રિય ઉદ્યોગ
×
પ્રલયમૂર્તિ
×
ક્રાંતિની ઝાલરી
×
મધુરજની

—અનુવાદિત—

પારૂ
×
અભિમાન
×
વારસદાર
×
અપર્ણા
×
નિરૂપમા
×
લાલ માટીનો રસ્તો
×
નારી
×
ગૃહત્યાગ
×
પરિચારિકા
×
પ્રિયતમા
×
મમતા
×
મિલન
×
વિજેતા

—પ્રગટ થનારાં—
×
મણીનો વર
×
બલિદાન
×
રાજનર્તકી

# પ્ર....સ્તા....વ....ના

સ્વ. નારાયણ બાબુની કૃતિઓનો ગૂજરાતની સાહિત્યપ્રેમી જનતાએ ખૂબ જ ભાવભર્યો સત્કાર કર્યો છે. વર્તમાન સમયે કાગળ, છાપકામ, બાંધણી અને સુશોભનના ખૂબ જ વધેલ ભાવોમાં પણ સ્વ. શ્રી નારાયણબાબુના ગ્રંથો એક પછી એક પ્રગટ થતા જ રહે છે. પારૂ, અભિમાન, વારસદાર, અપર્ણા, પતિમંદિર, સુરમા વગેરે નવલકથાઓ એક એક મહિનાના અંતરે જ પ્રગટ થઇ છે. આમ થવાનું એક જ કારણ હું જોઇ શકયો છું. શ્રી નારાયણની પ્રતિભા ગૂજરાતની સાહિત્યપ્રેમી જનતાને શ્રી. શરદ્ માફક જ આકર્ષી શકી છે. અને શ્રી. નારાયણની કથાઓમાં પ્રચારવાદની ઘેલછા નથી, કેવળ ઘરની દિવાલો વચ્ચે રહેલા અને મનની દિવાલો વચ્ચે રહેલા પ્રશ્નોની માર્દવભરી મીમાંસા છે. સ્રી હૃદયનો એમનો પક્ષપાત શ્રી. શરદ્‌ના પક્ષપાત જેવો જ છે. સ્રીજીવનની સ્વાભાવિક છબી દોરવામાં પણ તેઓ શ્રી શરદ્‌ના જ સાથી બન્યા છે. એમની વાતોમાં ઝંઝાવાતો નથી, અકસ્માતો નથી, રોમાન્સ પણ નથી. છતાં એ બધા કરતાં યે ભવ્ય એવી માનસિક પ્રત્યાઘાતની જુગજૂની અથડામણ શ્રી નારાયણની કથાઓમાં કલગી સમાન શોભે છે.

આ બધાં કરતાં યે શ્રી નારાયણની ગામડા પ્રત્યેની હમદર્દી અને ગ્રામનારી પ્રત્યેની મમતા ખૂબ જ આદરણીય છે. શહેરને ગાળો દઇને ગામડાને સારા દેખાડવાની વિકૃતિ એમણે નથી સ્વીકારી...એમણે તો ગામડાઓને અને ગ્રામનારીના જીવનને જે રીતે જોયાં છે તે રીતે જ રજુ કર્યાં છે. આવી સિદ્ધિ બંગ સાહિત્યમાં તો માત્ર શ્રી નારાયણને જ વરી હતી; જ્યારે આપણી પરિસ્થિતિ એ સિદ્ધિથી ઘણી વિમુખ છે. પણ હું એટલી તો આશા

સેવું છું કે શ્રી નારાયણની પ્રતિમા આજ નહિ તો આવતી કાલે આપણા-માંથી ગ્રામજીવનના સર્જકો જરૂર ઉભા કરી શકશે; અને તે દિવસે ગૂજરાતનું સાહિત્ય સમૃદ્ધ ગણાશે.

આ પ્રસંગે મારે એક વાત કહેવી પડે છે. આપણા સાહિત્ય વિવેચકો વારંવાર ટીકા કર્યા કરે છે, ગૂજરાતી સાહિત્યને બંગાળી અનુવાદોથી શા માટે છિન્ન ભિન્ન કરી નાખવું જોઇએ ? પણ મારો જવાબ છે, અંગ્રેજી સાહિત્યના અનુવાદો તો આપણા સાહિત્યની સમૃદ્ધિમાં ગણાય છે અને આપણા જ દેશના અન્યપ્રાંતોની કલાકૃતિઓ પ્રત્યે આટલો તિરસ્કાર શા માટે ? આપણા વિવેચકોના ચશ્મા વિદેશી છે. બિચારાઓ ક્યાંથી જોઇ શકે, સાહિત્ય એ કોઇ વાડો નથી એ તો માનવજીવનની મુક્ત સમૃદ્ધિ છે.

પણ ખેર, વિવેચકોની દુનિયામાં જનતા કદી જીવતી નથી. જનતા તો કેવળ પોતાની રસવૃત્તિ જ શોધે છે. અને નિર્દોષ તેમજ કલાત્મક વસ્તુને અપનાવતાં જનતાને હૈયે કદી પરાયો ભાવ હોતો નથી.

સાહિત્ય જનતાનું છે. જનતા સાહિત્યની છે.

વિવેચકો નથી જનતાના કે નથી સાહિત્યના ...ખરેખર એ બિચારા છે.

શ્રી નારાયણની આ કલાકૃતિનું મૂળ નામ 'ઘરજમાઇ' છે; બહુરાણી મેં રાખ્યું છે. અને બહુરાણીના સર્જન પાછળ શ્રી નારાયણે જે કલા બિછાવી છે, તે તો અદ્‌ભુત છે. હું એ માટે કશું નથી કહેતો, વાંચનારની બુદ્ધિ પર મારો વિશ્વાસ ઓછો નથી.

સ્વ. શ્રી શરદ્‌બાબુના પ્રિય અને પ્રશંસિત શ્રી નારાયણબાબુની આ પ્રેમ અને દર્દભરી કથા સહુને ગમશે એવા વિશ્વાસ સાથે....

રાજકોટ<br>'૯૯ આષાઢ<br>વદી ૧૩.

'મૃદુલ'

આમાર પ્રાણેર બાનટી નિયે ગાઇ છે કે ગો આમાર કાને?
બંધહલ કંઠ આમાર ઉથલે-ઉઠા-અશ્રુ-બાને.

આમારી વાસંતી ગીતિ, આમારી એ કંઠ નિયે,
આજી એ ઘુમંત રાતે, કે જાય ગો ઓઈ ગેયે ગેયે!

જે ગાન આમાર કંઠે છીલ, ફુટલ સે આજ કાહાર તાને;
હારા દિનેર લુપ્ત ધારા જાગલ સે નૂતન પ્રાણે!

સત્યેન્દ્ર

મારા પ્રાણનું ગીત મારા કાનમાં કોણ ગાઇ રહ્યું છે? મારો કંઠ તો બંધ થઈ ગયો છે—અશ્રુના પ્રવાહથી.

મારું વાસંતી ગાન અને મારો એ કંઠ લઇને આજ સુપ્ત રજની વેળાએ કોણ ગાતું ગાતું જઈ રહ્યું છે?

જે ગાન મારા કંઠમાં હતું, તે આજ કોના તાનાલાપથી ખીલી ઉઠયું છે; ગૂમાવેલા સ્મરણોની ભૂલાયેલી ધારા નવા પ્રાણ સાથે શું જાગૃત થઈ રહી છે!

# ૧

**ભવાનીપુરના** ગોકુળ મુખોપાધ્યાયે ઘણી શોધ કર્યા પછી જ્યારે આહિરિટોલામાં રહેતા ગોપાલ ગાંગુલીના પુત્ર શરત્ સાથે પોતાની નાની પુત્રીના લગ્ન કર્યાં, ત્યારે તેઓ નહોતા જાણતા કે, પુત્રી અને જમાઇને ઘેર રાખીને પોષવા પડશે. ગોપાલ ગાંગુલીને ઘરનું મકાન હતું. સીત્તેર રૂપિયાનો પગાર પણ મળતો હતો. શરતે પણ મેટ્રીકની પરીક્ષા આપી હતી. પરીક્ષાનું પરિણામ જાહેર નહોતું થયું, પણ શરત્ પ્રથમ શ્રેણીમાં ઉત્તિર્ણ થશે એમાં જરાયે સંશય નહોતો. આમ ધારીને ગોકુલબાબુએ યથાશક્તિ ખર્ચ કરીને બકુરાણીના લગ્ન શરત્ સાથે કરી નાખ્યાં.

પરંતુ લગ્ન પછી થોડા જ દિવસે જ્યારે પરીક્ષાનું પરિણામ બહાર આવ્યું, ત્યારે જોઇ શકાયું, શરત્ નાપાસ થયો છે. માત્ર આટલેથી જ શરતનું દુર્ભાગ્ય ન અટક્યું. છ મહિના પુરા થાય એ પહેલાં જ એના પિતાનું અવસાન થયું; સાથોસાથ એ પણ જાણી શકાયું કે મકાન સાત હજાર રૂપિયામાં મોરગેજ પડયું છે. ગોપાલબાબુ નોકરીની સાથે ચોખાનો સટ્ટો પણ કરી લેતા. એમાં એમને સારું નુકશાન થયેલું હોવાથી આબરૂ જાળવવા ખાતર તેમણે મકાન ગીરવી મૂકીને દેણું ભરપાઇ કર્યું હતું. સંસાર બહુ મોટો નહોતો. એક વિધવા બહેન અને મા વગરનો પુત્ર શરત્. પણ સીતેર રૂપિયાના પગારમાં ગોપાલબાબુ એક પૈસો સરખો યે બચાવી શકતા નહિ. એટલે

મકાન પર લીધેલા સાત હજાર રૂપિયા વ્યાજના અંગે દસ હજાર સુધી વધી ગયા તોપણ તેઓ એ માટે કશો ઉપાય કરી શક્યા નહિ.

ગોપાલબાબુના મૃત્યુ પછી લેણદારે દાવો દાખલ કરી વીસ હજારનું મકાન દસ હજારમાં વેચાવ્યું. શરતે થોડા દિવસો સુધી અહીં તહીં રહી, છેવટે સાસરાના આગ્રહથી સાસરાના ઘરનો આશ્રય લીધો. વિધવા ફઇબાએ અન્ય સ્થળે પ્રયાણ કર્યું.

થોડા દિવસ સુધી સાસરે રહીને શરત્ સમજી શક્યો, સંસારમાં આ સ્થાન પ્રિય હોવા છતાં પણ કાયમી રહેવા માટે ઉપયોગનું નથી. અહિં સ્થાઇ રહેવું હોય તો આંખ અને કાનના દરવાજા હંમેશ માટે બંધ કરતાં શીખવું જોઇએ અને ઘરમાં દાખલ થતાં પહેલાં આત્મમર્યાદા નામની વસ્તુ ઘરબહાર મૂકીને જ આવવું જોઇએ. આ બધું સમજવા છતાં પણ શરત્‌ને અન્ય કોઇ આશ્રય ન હોવાના કારણે સાસરાના ઘેર આંખ કાન બંધ કરીને રહેવું પડ્યું.

ગોકુલબાબુનો પરિવાર પણ સાવ નાનો નહોતો. બે પુત્ર, ત્રણ પુત્રી, મોટા પુત્રની વહુ, પાંચ મહિનાનો પૌત્ર, પત્ની, પત્નીના મોટાકાકાનો પુત્ર વૈદ્યનાથ. તે સિવાય એક કામવાળી અને એક ચાકર. સો રૂપિયાના પગારમાં આટલા માણસોને પોષવા પડતા હોવાથી કશું બચતું નહિ. આ સિવાય જ્યારે શરત્ પણ અહિં આવ્યો, ત્યારે એના ખાતર કોઇ પ્રકારની સ્વતંત્ર વ્યવસ્થા કરી શકાઇ નહિ, જેથી બીજાઓ કરતાં જમાઇનું સ્થાન કંઇક જૂદું જણાય.

માણસનો એક સ્વભાવ હોય છે, જેને જે સ્થળેથી જે કંઇ મળતું હોય, તે તે સ્થળેથી મળતી વસ્તુ પુરેપુરી લેવા ઇચ્છે છે, એમાં જરાપણ ત્રુટી થાય તો તેનાથી સહી શકાતી નથી. જે નોકર અન્યની આજ્ઞા પાળવા જતાં દસ કડવી વાતો પણ

અનાયાસે માથા પર ઝીલી શકે છે, તે પોતાના ઘરમાં પોતાના જ સ્ત્રી બાળકોની રજભાર અવહેલના જોઈને ધૈર્ય ગુમાવી બેસે છે. એટલે જે સ્થાને બધા કરતા વિશેષ આદર મેળવવાનો અધિકાર છે, તે સ્થળે અન્ય પાંચ માણસો માફક રહેવું પડતું હોવાથી શરત્ જાણે દિવસે દિવસે ક્ષુબ્ધ થવા માંડ્યો. એમાં કશું વિચિત્ર નહોતું.

શરત્‌ના ક્ષોભનું કેવળ આટલું જ કારણ નહોતું. તે જોતો, પરિસ્થિતિના અંગે આ પ્રમાણે ઘરજમાઈ બનવાનો અપરાધ બીજાઓની નજરે ગમે તેવો હોય, પરંતુ પત્ની બકુરાણી પણ જાણે ક્ષમાની નજરે નિહાળી શકતી નહોતી. બકુરાણીએ કદી પણ ખુલ્લી રીતે આવો ભાવ દેખાડ્યો નહોતો, બલ્કે તે તો ખૂબ જ વહાલથી સ્વામીના ક્ષોભને હળવો કરવા મથતી, છતાં પણ શરત્‌ને પત્નીના આ પ્રયત્ન પાછળ એક પ્રકારની અવજ્ઞા જ દેખાતી અને તેથી તે માનસિક વ્યથા ભોગવતો. શરત્‌ની આ મનોવ્યથા પાછળ સાસુ, સાળો, સાળાની વહુ વગેરેની ઉપેક્ષા સાવ હળવી જણાતી. પરંતુ સ્વાર્થમાં અંધ બનેલો શરત્ નહોતો જોઈ શકતો કે, જેને પોતે પત્નીની અવજ્ઞા સમજતો હતો, તે અવજ્ઞા નહિ પણ ઘવાયેલા હૈયાનું દબાયેલું અભિમાન માત્ર હતું. ઘરજમાઈ બનીને એનું જ મસ્તક નીચું નમ્યુ હતું, એમ નહોતું, એના ખાતર બકુરાણીને પણ ઘરના બધા માણસો સમક્ષ નાના બનીને રહેવું પડતું; પોતાના અપરાધથી પત્નીને કેટલી સજા ભોગવવી પડતી હતી, તે શરત્ સમજી શકતો નહોતો; એટલે બકુરાણીનો વ્યવહાર એની આંખ સામે બધા કરતાં વધુ કપરો દેખાતો હતો.

બકુરાણીને પિતા તરફથી જેટલો આદર મળતો, એના સોમા ભાગનો પણ માતા તરફથી નહોતો મળતો. અને જ્યારે કન્યા તથા જમાઈને ઘરમાં રાખવાની પંચાત આવી પડી ત્યારે કન્યા ઉપર માતાના અનાદરની માત્રા વધી પડી. વાતવાતમાં બકુરાણીનો તિરસ્કાર

અને દોષ દેખાડીને માતા એના ફુટી ગયેલાં કર્મ પર ધિક્કાર વરસાવ્યા કરતી. બકુરાણી કોઈવાર મૌન ભાવે માતાના શબ્દો સહી લેતી; કોઈ વાર સામો ઉત્તર પણ આપી દેતી. એ સમયે મા દિકરી વચ્ચે વિવાદ વધી પડતો. બકુરાણીની ભાભી સૌદામિની વચ્ચે પડીને વિવાદનો અંત લાવતી. બકુરાણીને માતાના તીવ્ર ક્રોધ ભર્યા શબ્દો કરતાં સૌદામિનીના મધ્યસ્થ ભાવે બોલાતા શબ્દો ખૂબ જ તીવ્ર જણાતા. ન સહી શકાય એવા અપમાનથી તે માથું નીચું નમાવી દેતી.

પરંતુ શરત્ આ બધું નહોતો જાણતો એટલે તે હૃદયથી પત્ની પ્રત્યે ખૂબ જ અસંતોષી રહેતો.

પરીક્ષામાં નાપાસ થવા છતાં પણ ગોકુલબાબુએ જમાઈને આશ્વાસન આપીને ફરીવાર અભ્યાસ શરુ કરાવ્યો. શરત્ પણ આ વખતે અભ્યાસ પાછળ ખૂબ મહેનત કરવા લાગ્યો. પરંતુ બે ત્રણ મહિના પછી બધો ઉત્સાહ આપોઆપ શિથિલ થઈ ગયો.

સવારે નવ વાગ્યા સુધી અભ્યાસ કરીને શરતે સ્નાન કર્યું, અને જમવા માટે તૈયારી કરવાનો બકુરાણીને આદેશ આપ્યો. બકુરાણી-એ સૌદામિની પાસે જઇને થાળી પીરસવાનું કહ્યું. સાંભળીને સૌદા-મિની જાણે આકાશમાંથી નીચે પડી; બોલીઃ 'ઓ મા, ભાત ક્યાં રહ્યા છે? નાનાભાઇ જમીને ચાલ્યા ગયા. બીજા ભાત તૈયાર થાય છે, ઘડીક ધીરજ રાખો!'

બકુરાણીએ નીચી નજરે જોઇને કહ્યું : 'ભાત થાય ત્યાંસુધી શું એ રાહ જોઇ શકશે? સાડા નવ તો વાગી ગયા છે.'

બકુરાણીની મા થોડે દૂર બેઠી બેઠી શાક સમારી રહી હતી; તેણે છણકો કરતાં કહ્યું: 'તે અત્યારસુધી શું મોઢામાં મગ ભર્યા હતા, કે સાહેબ હજી સુધી સૂતા હતા? જેને વહેલા જમવાની જરૂર હોય તેણે નવ વાગ્યા પહેલાં તૈયાર થઇ જવું જોઇએ.'

બકુરાણીએ ગંભીર વદને પાછા ફરી શરત્‌ને જણાવ્યું, ભાત તૈયાર થાય છે. શરતે જરા રુક્ષ સ્વરે કહ્યું: 'હજી સુધી ભાત નથી થયા ? દસ વાગશે......'

બકુરાણી કશો ઉત્તર ન આપતાં ચાલી ગઇ. ભાત તૈયાર થયા પછી, જમીને જ્યારે શરત્ સ્કુલમાં ગયો, ત્યારે અગિયાર વાગી ગયા હતા. વર્ગ શરૂ થઇ ગયો હતો. બે ચાર દિવસ સુધી ઘરનો અનુભવ જોઇને છેવટે પત્નીની સલાહ પ્રમાણે શરત્ નવ વાગ્યે જ જમી લેતો. જે દિવસે કોઇ પણ કારણે રસોઇ મોડી થતી, તે દિવસે શરત્ જમ્યા વગર જ સ્કુલે ચાલ્યો જતો. બોજા રૂપ થઇ પડેલા જમાઇના આ વર્તનથી કોઇને કષ્ટ ભોગવવું પડતું, એમ નહોતું, માત્ર બકુરાણીને જ બે વાતો સાંભળી લેવી પડતી. શા માટે નહિ, શરત્ જે દિવસે જમ્યા વગર જતો, તે દિવસે બકુરાણીની ક્ષુધા પણ ભૂલાઇ જતી હતી.

વખતે વખતે વૈદ્યનાથ શરત્‌ને સલાહ આપતો: ' જુઓ શરત્-ભાઇ, સાસરાના ઘરનું અનાજ કે બનેવીના ઘરનો રોટલો ખાવો હોય તો પ્રથમ રોષ અને ક્રોધનો ત્યાગ કરવો જોઇએ। '

માત્ર જમવાની બાબતમાંજ અગવડતા હતી, એમ નહોતું, બીજી બાબતોમાં પણ થોડી ઘણી અગવડતાઓ ઉભી થતી: રાતના દીવો બાળીને શરત્ વાંચતો હોય, ત્યાં સૌદામિની આવીને નણંદને કહેતી: ' અરે બકુબેન, મેં તો સાંજે જ કહ્યું હતું કે, આજ તેલ વધારે નથી. જે કંઇ હતું તે તમારા લેમ્પમાં નાખ્યું લાગે છે. અને મારા ઓરડામાં અંધારાના લીધે છોકરો સૂતો નથી. તમે પણ અજબ છો.'

બકુરાણી ધીમે પગલે દીવો લઇને ભાભીના ઓરડામાં મૂકી આવતી. શરત્ જો પ્રશ્ન કરતો કે: 'દીવો મૂકી આવી, પણ મારે વાંચવું કેવી રીતે ?' ત્યારે બકુરાણી રોષથી ઉત્તર આપતી: ' જેનામાં એક પૈસાનું તેલ લાવવાનું બળ નથી, તેને વાંચવાનો શોખ શા માટે રાખવો જોઇએ ? '

શરત્ અંધકારમાં ઘડીભર બેસી રહેતો; ત્યાર પછી ધીરે ધીરે સૂઇ જતો.

આ રીતે ચારે દિશાઓ અસહ્ય થઇ પડી એટલે શરતે અભ્યાસ બંધ કરીને નોકરી શોધવાનો નિર્ણય કર્યો અને પોતાનો આ નિર્ણય ગોકુળબાબુને કહી એકાદ નોકરી શોધી આપવા માટે આગ્રહ દર્શાવ્યો. ગોકુલબાબુ અંદરની બધી વાતો જાણતા નહોતા, એટલે તેમણે જમાઇના નિર્ણયને અનુમોદન ન આપ્યું. જમાઇને સમજાવતા કહ્યું: 'પહેલાં તમે પરીક્ષામાં પાસ તો થાઓ, ત્યારપછી નોકરી શોધી શકાશે. અભ્યાસની છાપ વગર મજુરી સિવાય બીજી કોઇ નોકરી નથી મળી શકતી.'

પરંતુ શરત્ મજુરી કરવામાં પણ આ વખતે પાછો પડે તેમ નહોતો, એ વાત ગોકુળબાબુ સમજી શકયા નહિ. સાસરા પાસેથી આવો ઉત્તર મેળવીને પણ શરત્ જરાયે હતાશ ન થયો. પોતાના બાપુના એક મિત્ર પાસે જઇને તેણે પ્રાર્થના કરી. બે ત્રણ મહિના ઉમેદવારી કર્યા પછી નોકરી મળી શકશે એવું જાણીને શરત્ના હર્ષનો પાર ન રહ્યો.

અભ્યાસ છોડીને જમાઇ નોકરી માટે પ્રવૃત થયેલ છે એ જાણીને ગોકુળબાબુ વિરકત થયા અને જમાઇનો તિરસ્કાર કરવા લાગ્યા. પરંતુ શરતે કોઇની વાત કાન પર ન લીધી. બકુરાણી તરફથી તેને એટલો ઉત્સાહ મળતો કે એ ઉત્સાહમાં અન્યનો વિરોધ મૂલ્યહીન બની જતો.

ત્રણ માસ સુધી ઉમેદવારી કરીને ચોથા મહિને દસ રૂપિયાનો પગાર લાવીને શરતે પત્નીના હાથમાં મૂકયો. બકુરાણીએ સ્વામીનો પ્રથમ પગાર કાલિમાતાની પૂજા માટે સાચવી રાખ્યો.



## ૨

'બકુ, ઓ બકુ !'

'કેમ બા !'

'શરત્ચંદ્ર ક્યાં ગયા છે ?'

ઓરડા તરફ આંગળી ચીંધીને બકુરાણી બોલી : 'નાહીને કપડાં બદલાવે છે.'

વાત સાંભળીને ગૃહિણીએ ભારે આશ્ચર્યભર્યા ભાવે કહ્યું : 'ઓહો, એટલી વારમાં નાહી લીધું ?'

ઉત્તર આપવા જેવું કશું ન હોવાથી બકુરાણી જીજ્ઞાસાપુર્ણ નજરે માના મોઢા સામે જોઈ રહી. ગૃહિણીએ ક્રોધગંભીર સ્વરે કહ્યું: 'બજારનું કામ ઉતાવળથી પતાવીને નાહી લીધું, પરંતુ એ બજારમાં ગયા હતા કે વેઠ ઉતારવા ! જતી વખતે ત્રણસો વાર કાન પકડાવીને કહ્યું હતું, આજ વિપિન આવનાર છે, કંઇક સારી માછલી લાવજો... પણ......'

ઓરડામાંથી શરતે ઉત્તર આપ્યો : 'નાની બજારમાં સારી માછલી આવી જ નહોતી.'

'નાની બજારમાં તે કોઇ દિવસ સારી માછલી આવતી હશે ? બે ડગલાં આગળ જઇને જગુબાબુની બજારમાંથી માછલી લીધી હોત તો થાક ન લાગત !'

સાસુના કટાક્ષનો શરતે શાંતિથી ઉત્તર આપ્યો: 'થાક તો ન લાગત પણ ઓફિસે જવામાં મોડું થઇ જાત.'

તીવ્રસ્વરે ગૃહિણીએ કહ્યું: 'એમ જ કહોને કે જમવાનું મોડું થઇ જાત.'

શરતે માથું ઓળવા માટે અરીસો અને દાંતીયો હાથમાં લીધો હતો, પરંતુ માથા સુધી હાથ ઉંચો ન થયો, તે એમને એમ સ્તબ્ધ ભાવે ઉભો રહ્યો. રસોડામાંથી સૌદામિનીએ જરા ઉચ્ચ સ્વરે કહ્યું: 'પણ જરા માછલી ખરીદવામાં ધ્યાન તો રાખવું જોઇએ ને, આવી હલકી માછલી શું વિપિનબાબુના ભાણામાં મૂકી શકાય? થોડીક અક્કલ તો વાપરવી હતી!'

વચેટ સરલા ત્યાં બેઠી હતી તે બોલી: 'તે એમાં એમનો શું દોષ ભાભી? બજારમાં મળે તો લાવેને, ભલેને હલકી માછલી રહી, કંઇ સાવ નાની તો નથી.'

સૌદામિનીએ છણકો કરતાં કહ્યું: 'ના, નાની નથી, આથી નાની માછલી હોય ખરી? જુઓ બેન, મારાથી આવી માછલી મેમાનની થાળીમાં નહિ પીરસાય.'

સરલાએ હસીને કહ્યું: 'તમે ન પીરસી શકો તો કંઇ નહિ, હું પીરસીશ.'

ગૃહિણીએ છણકો કરતાં કહ્યું: 'ના રે બેન, માથું પછાડીને મરવું પડે. તારા બાપુને જ મેં કહ્યું હતું, બજારમાં જઇને ખરીદ કરી લાવો, પણ એમણે શરત્ચંદ્રને મોકલ્યા. શરત્ચંદ્ર તો વેઠ ઉતારીને આવતા રહ્યા.'

અરીસો અને દંતીયો નીચે મૂકી શરત્ ઓરડામાંથી બહાર આવ્યો અને ગંભીર સ્વરે બોલ્યો: 'એક રૂપિયો આપો.'

નાકનું ટેરવું ચડાવીને ગૃહિણી બોલી: 'હવે રૂપિયો આપીને શું કરું કહો, હવે તો તમે જમીને ઓફિસે જાઓ. હું તો કયારની સમજી ગઇ છું કે બધા ખાવા માટે જ ભેગા થયા છે.'

ગૃહિણી જવા તૈયાર થઇ. શરતે સાસુની સામે આવી કહ્યું: 'આમ રોષ ન કરો , રૂપિયો આપો, હું હમણા જ બીજીલઇ આવું છું.'

મોઢું ફેરવીને ગૃહણી બોલી: 'રોષ કરું તો ય શું થઇ ગયું ? ઇ તો હવે તમે તમારે તમારું પતાવી લ્યો. વળી પાછા કહેશો કે સમય થઇ ગયો છે, જમી શકાશે નહિ.'

કહીને સાસુએ છેડેથી રૂપિયો કાઢી શરત્‌ના સામે નાખ્યો. શરતે રૂપિયો લઇ લીધો. વૈદ્યનાથે આવીને કહ્યું: 'લાવો મારી પાસે, હું માછલી લઇ આવું છું.'

શરત્ બાજુમાં થઇને ઉતાવળે પગલે બહાર નીકળી ગયો. ગૃહિણી બોલી: 'જોયું સાહેબને રોષ ચડી ગયો ! મને લાગે છે કે આજ સાહેબ જમશે પણ નહિ.'

વૈદ્યનાથે મૃદુહાસ્ય સહિત કહ્યું: 'નહિ જમે તો એનું પેટ ભૂખ્યું રહેશે, બીજા કોઇને કશું નુકશાન જવાનું નથી !'

ગૃહિણીએ છણકો કરતાં કહ્યું: 'કોણ કહે છે જવાનું નથી ? તારા બનેવીના કાને વાત જાય તો મારા પર જોઢા જ પડે. મારે તો સુડી વચ્ચે સોપારી જેવું છે.'

શરત્ જ્યારે માછલી લઇને આવ્યો ત્યારે દસમાં દસ મિનિટ બાકી હતી. રસોડા સામે માછલી મૂકીને તે એકદમ પોતાના ઓરડામાં ગયો અને વસ્ત્રો બદલાવી બહાર જવા તૈયાર થયો. બકુરાણીએ ઓરડામાં આવી પ્રશ્ન કર્યો : 'જમવું નથી ?'

શરતે કશો ઉત્તર ન આપ્યો, માત્ર પત્નીના વદન સામે તીક્ષ્ણ

નજરે જોઇ રહ્યો. બકુરાણીએ સ્વામીનું પહેરણ પકડી કહ્યું : 'વધારે વાર નહિ લાગે. જરા ભાણા ઉપર બેસીને થોડા ભાત ખાઇ લ્યો. ભાભીએ થાળી પીરસી છે.'

શરતે ગંભીર ભાવે કહ્યું : 'સમય નથી.'

બકુરાણીએ કહ્યું : 'સમય નથી, એ તો હું પણ જાણું છું, પણ જરા ભાણા પર બેસીને જાઓ તો સારું.'

'કેમ ?'

'નહિ તો મારે બસો વાતો સાંભળવી પડશે.'

શરતે પત્નીના હાથમાંથી પહેરણ છોડાવી લીધું. આ વખતે સ્વામીના વર્તનથી બકુરાણીને પણ જરા રોષ થયો; તેણે હળવા છતાં તીવ્ર સ્વરે કહ્યું : 'પરંતુ હું પૂછું છું કે ખાધા વગર કેટલા દિવસ નભી શકાશે ? અત્યારે નહિ જમો, પણ સાંજે આવીને તો જમવું પડશેજ ને ?'

શરતે કશો ઉત્તર ન આપ્યો. માત્ર પત્નીના મોઢા પર તીવ્ર-દષ્ટિ કરીને તે ચાલ્યો ગયો.

શરતને બહાર જતો જોઇને સૌદામિની બોલી ઉઠી: 'એ મા, મેં બધાં કામ પડતાં મૂકીને થાળી પીરસી અને ભાઇસાહેબ તો ચાલ્યા ગયા !'

ગૃહિણીએ રસોડા પાસે આવી શરતે મૂકેલાં માછલાં ઉપાડતાં ઉપાડતાં કહ્યું : 'ઇ તો કમજોરને ગુસ્સો બહોત ! સાંભળ વહુ, તું જ કહે જોઉં, આ વાતમાં રોષ કરવા જેવું શું હતું ?'

સૌદામિની બોલી : 'કોઇના મન થોડાં પારખી શકાય છે ?'

શરત્ માટે જમ્યા વગર ઓફિસે જવાનું આજ નવું નહોતું. વચ્ચે

વચ્ચે આ રીતના બનાવો બન્યા જ કરતા. જે દિવસે આ પ્રમાણે બનતું, તે દિવસે બકુરાણીને ખૂબ સંતાપ થતો. ઉઠતાં બેસતાં સ્વામીનું ક્ષુધાથી કરમાયેલું વદન આંખ સામે તર્યા કરતું, જમવા બેસતાં ભુખ્યા પેટે ગયેલા સ્વામીનું સ્મરણ મન વચ્ચે જાગૃત થતું અને શરત્ સાંજે આવીને જમતો નહિ, ત્યાં સુધી બકુરાણીને સારું લાગતું નહિં. પરંતુ આજ તેણે નિશ્ચય કર્યો, જમ્યા વગર ગયેલા સ્વામી માટે જરા પણ ચિંતા ન કરવી.

પિયરમાં કન્યાનો આદર ઓછો ન હોય. મોટી બહેન, વચલી બહેન અહિં આવીને કેટલો આદર પામે છે! પણ બકુરાણીનો આટલો અનાદર શા માટે? આદર તો દૂર રહ્યો, પગલે પગલે આટલી લાંછના શા માટે ભોગવવી પડે છે? એકાદ દાસી કે નોકરાણીનું પણ કંઇક સન્માન હોય છે, એને તો એટલું ય સન્માન નથી મળતું. એ જાણે બધા કરતાં અધમ, માબાપના ગળે પડેલી પળોજણ જેવી છે. સ્વામીની નિર્બળતાના અંગે જ એનો આટલો અનાદર છે! એનો સ્વામી જો વચેટના સ્વામી માફક કમાઉ હોત, અથવા સસરાના ઘરના અન્નનો દાસ નહોત, તો શું પોતે આજ સરલા જેટલો આદર ન પામી શકત? સ્નેહમયી માતા શું વાત્સલ્ય વિસરી જઇને આ રીતે તીવ્ર વાકયપ્રહારો કરી શકત? છી, છી, આવા સ્વામીની પત્ની થવું એ સ્ત્રી માટે કેવું દુર્ભાગ્ય છે!'

અને જેના વ્યવહારથી પોતે આટલો અનાદર અને આટલી લાંછના વેઠી રહી છે, તે સ્વામી તો એના ચહેરા સામે જોતા પણ નથી; પત્નીને સહવું પડશે એવું જાણવા છતાં પણ રોષ સાચવી રાખીને પત્નીના ઉરભાવની પુરેપુરી ઉપેક્ષા કરીને ચાલ્યા જાય છે; પત્નીના સુખદુ:ખનો તો જાણે વિચાર જ કરતા નથી. આવા ઉપેક્ષા-પરાયણ નિર્બળ સ્વામી ખાતર પોતે હવે વધુ લાંછના નહિ ભોગવે

એવી બકુરાણીએ મનથી પ્રતિજ્ઞા લીધી. આજ તેણે પરાણે પોતાના મનની ગ્લાની દબાવીને પ્રફુલ્લ રહેવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ પ્રતિજ્ઞા લેવી જેટલી સહેલી છે પાળવી તેટલી સહેલી નથી, એ સત્ય જમવા બેસતાં બકુરાણીને બરાબર સમજાયું. ભાતનો એક જ કોળીયો મોઢામાં મૂકતાં એના મન સામે ભૂખ્યા પેટે ગયેલા સ્વામીનો કરુણ ચહેરો જાગૃત થયો, તે બીજો કોળીયો મોઢામાં ન મૂકી શકી. અન્ય દિવસે આ પ્રમાણે થતું ત્યારે બકુરાણી સ્વામીના ખીસામાં પરાણે એક બે આના મૂકી દેતી, પરંતુ આજ રોષના કારણે એક પાઇ પણ નહોતી આપી શકી. બકુરાણીની આંખ ભીની થઇ ગઇ, મોઢામાં પડેલા ભાત જાણે પાછા વળવા લાગ્યા.

સરલા બાજુમાં જ બેસીને જમતી હતી, તે બોલી : ' આમ કેમ કરે છે બકુ, સરખી રીતે જમી લેને.'

સૌદામિની બોલી ઉઠી : ' અરે, આજ સાહેબ જમ્યા વગર ગયા છે, બકુ એનથી થોડું જમી શકાય ? આ તો તમે છો એટલે, નહિ તો ભાણા પર પણ ન આવત, કેટલાય કાલાવાલા કરવા પડત.'

ભર્યા સ્વરે બકુરાણી બોલી : ' શું કરું, મને ભૂખ જ નથી, પછી કેવી રીતે ખાઇ શકું ?

બકુરાણીની બા થોડે દૂર બેસીને જમી રહ્યાં હતાં. તે તીવ્ર સ્વરે બોલી ઊઠયા : ' જો બકુ, તારા આવા વર્તનથી તો મને મરવાનું મન થઇ જાય છે. હવે ભલી થઇને જમી લે.'

આછા હાસ્ય સહિત સરલા બોલી : ' હેં બકુ, આજ તારી ભૂખ આમ એકાએક કેમ મરી ગઇ ? શું તે કશું ખાધું હતું ?'

બકુરાણીની બા બોલ્યાં : ' કપાળ મારું. આ તો બધી બળતરા

છે બળતરા ! એ તો જેવા દેવ એવી દેવી, ઘરમાં અનાજ ન હોય તો તો ઠીક, છતાં પણ બંનેનો સ્વભાવ બળતરા જ કરાવી રહ્યો છે.'

ક્રોધથી કપાળ સુધી આંખો ચડાવીને બકુરાણી બોલી : 'તમને કોણ બળતરા કરાવી રહ્યું છે?'

ગૃહિણીએ મોઢું વિકૃત કરીને કહ્યું : 'લે કર વાત, બળતરા કરાવી રહેલ છે તમારા બંનેના પેટ ! વાત તો સાંભળો, કોણ બળતરા કરાવી રહ્યું છે?'

રોષમાં ને રોષમાં બકુરાણીએ ભોજનની થાળી જરા દૂર હડસેલી અને તે કંઈક કહેવા ગઈ, પરંતુ રોષના કારણે કશું બોલી શકી નહિ. એટલે તેણે ડાબા હાથ વતી સાડીનો છેડો આંખો આડો ધર્યો. સરલાએ નાની બહેનનો છેડો ખેંચતાં કહ્યું : 'અરે બેન, આમ ભાણે બેસીને રડાય કે?'

બકુરાણી વધારે વેગથી રડી પડી.



## ૩

વચેટ પુત્રી સરલાનો સ્વામી વિપિનચંદ્ર વકિલ હતો. વકિલાત બરાબર નહોતી ચાલતી છતાં પણ તે વકિલ જમાઈ હતો. નિમંત્રણ વગર કદી પણ સાસરે પગ મૂકતો નહિ, એથી એના આગમને ઘરમાં આનંદ કલરવનું વાતાવરણ ભરી દીધું. છેક રાતના દસ વાગ્યા સુધી આનંદ કલરવની શાંતિ ન થઇ. વાળુ કરીને વિપિન જ્યારે શયનગૃહમાં ગયો ત્યારે કંઇક શાંતિ થઇ. ગોકળબાબુ પાછળથી જમવા બેઠા અને પત્ની સામે પ્રશ્ન ભરી નજરે જોઇને બોલ્યા : ' કાં શરતે જમી લીધું ! '

ગૃહિણી પીરસી રહી હતી, તેણે અવજ્ઞા ભર્યો ચહેરો કરી કહ્યું : ' ક્યાંથી જમી લ્યે ! હજી હમણા જ વિપિનચંદ્ર જમીને ઉઠયા. અરે બકુ, એ બકુ ! '

બકુરાણીએ નજીક આવી ઉત્તર આપ્યો ' કેમ બા ! '

માએ છણકો કરતાં કહ્યું ' સાહેબને જમવા તો મોકલ. શું જમવું નથી ? શું આખી રાત ભુખ્યા પેટે પડયા રહેવું છે ? '

બકુરાણીએ મૃદુસ્વરે ઉત્તર આપ્યો ' હજી સુધી આવ્યા જ નથી મા. '

માએ તીવ્ર વિષાદના સ્વરે કહ્યું ' હજી સુધી આવ્યા નથી ! તો પછી ક્યારે આવશે ? ' સાહેબ માટે શું અડધી રાત સુધી ચુલો પકડીને જાગવું

પડશે ? મારાથી હવે આ બધું નથી સહેવાતું, દીકરીને જમાઈ ઘરમાં આવ્યાં છે ત્યારથી તો મારાં હાડ પણ ગળવા માંડયાં છે !

બકુરાણી નમેલા વદને ઉભી રહી. ગોકુળબાબુએ કહ્યું : ' તે આમ બકવાદ શા માટે કરવો જોઈએ ? અને શરત્ પણ અત્યાર સુધી શા માટે નહિ આવ્યો હોય ?'

ગૃહિણીએ તીવ્રસ્વરે કહ્યું 'શા માટે નહિ આવ્યો હોય, એ હું કેવી રીતે કહું ? જે જાણતું હોય તેને પૂછોને '

જરા ચીડાઈને ગોકળબાબુ બોલ્યા ' હું એને જ પુછું છું કયાંય જવાનું કહી ગયેલ છે બકુ ?'

બકુરાણીએ નમેલા વદને અંગુઠાવતી ધરતી ઘસતાં કહ્યું : ' ના. '

ગોકુળબાબુ બોલ્યા : ' ત્યારે ? સંધ્યા પછી તો કોઈ દિવસ શરત્ બહાર નથી ગયો.

બકુરાણી ધીરે ધીરે ચાલી ગઇ. ગોકુલબાબુએ ચિંતાભર્યા મનથી ભોજન પુરું કર્યું. બહાર જઈ મોટા પુત્ર વ્રજનાથને બોલાવી કહ્યું : ' આજ હજી સુધી શરત્ ઓફિસેથી નથી આવ્યો. '

વ્રજનાથે વિચાર કર્યા વગર જ ઉત્તર આપ્યો : ' આજ શનિવાર છે. કદાચ સીનેમા જોવા ગયા હશે. '

' પૈસા કયાંથી કાઢે ?'

' કોઇ પાસેથી ઉછીના લઇ શકે છે અથવા એકાદ પાસનો પણ જોગ થયો હોય.'

ગોકુલબાબુને સવારના પ્રસંગની ખબર નહોતી; એટલે વ્રજનાથના અનુમાન ને સંગત માની કંઇક નિશ્ચિંત થયા.

આ તરફ પુરુષ વર્ગનું જમણ પુરું થયું એટલે સ્ત્રીવર્ગ જમવા

બેઠો. બકુરાણીનો સાદ પડયો. બકુરાણીએ આવીને કહ્યું : ' મને ભૂખ નથી.'

પણ સરલાએ નાની બેનને ન છોડી. હાથ ખેંચીને રસોડામાં લઈ આવી. માએ રોષપુર્વક કહ્યું: ' આ તારી કેવી કુટેવ છે બકુ? તાણખેંચ કરાવ્યા વગર શું ન ચાલે? આજ ઘેર જમાઈ આવેલ છે અને આજે જ તને રીસ ચડી? શું હું કશું નથી સમજી શકતી? આજ વિપિન આવેલ છે. એની ઈર્ષ્યાથી જ શરત્ સવારનો ચાલ્યો ગયો છે તે અત્યાર સુધી નથી આવ્યો. અને વધારામાં તારી રીસ. આ બધું શું સારું છે?'

બકુરાણી પીરસેલી થાળી સામે એમને એમ બેસી રહી. સરલાએ જમવા માટે આગ્રહ શરૂ કર્યો. મા એ છણકો કરતાં કહ્યું: ' જો બકુ, સારું ઈચ્છતી હો તો જમી લે.'

બકુરાણીએ આ વખતે તીવ્રસ્વરે પ્રશ્ન કર્યો ' અને ન જમુ તો?'

ગૃહિણીએ ક્રોધ ગંભીર સ્વરે કહ્યું: ' ન ખાતો ચૂલામાં જા. મને આવી રીત જરાય પસંદ નથી, ઝાડુ મારીને તગડી મૂકીશ!'

બકુરાણીએ રોષથી વ્યથિત હૃદયે કહ્યું: ' એમ જ કર બા, એક જણને તો ઝાડુ મારીને તગડી મૂકયા છે, હું શા માટે બાકી રહું?'

બાજુમાં પડેલા પાણીથી હાથ ધોઈ બકુરાણીએ તરત રસોડાનો ત્યાગ કર્યો. ગૃહિણીએ ઘડીક નીરવ રહી સરલાને કહ્યું: ' જોયું ને સરલા, બકુની વાત સાંભળી? બધો વાંક જાણે મારો જ છે! હું એક શબ્દ કહું ત્યાંતો એ સામા સાત ચોડે છે.'

આ વાતનો શું ઉત્તર આપવો જોઈએ એ ન વિચારી શકવાના કારણે સરલા વિસ્મિત ભાવે માના ચહેરા સામે જોઈ રહી સૌદામિની અત્યાર સુધી નીરવ હતી, હવે તે ગંભીર ભાવે બોલી: 'તમારે રોષ

કરવો હોય તો કરજો બા, પણ હું તો સાચું કહીશ, બકુબેનની વાત હમણા વધી પડી છે.'

ગૃહિણીએ કહ્યું : 'વધી ન પડે ? સાહેબ દસ રૂપિઆ કમાય છે. પણ ગામમાં ઘર નથી ને સીમમાં ખેતર નથી. લે સરલા, તું શું ખાય છે ? ના ના, આમ ન ચાલે, માછલીનો ઝોળ પુરો કરી લે, મારા સમ છે, છાંડીશ નહિ. તું તો મારી લક્ષ્મી છે, નીરાંતે ખાઇલે.'

સૌદામિનીએ હસતાં હસતાં કહ્યું: ' કાં, બધું પડયું રહ્યું છે ! આમ નહિ ચાલે, હું બધી વસ્તુ તમારા ઓરડામાં જઇને મૂકી આવીશ. તમે નહિ ખાઓતો વિપિનભાઇને ખાવું પડશે.'

સરલાએ હસીને કહ્યું : 'એ રસ્તો ખોટો નથી ભાભી.'

આ વખતે બકુરાણી પોતાના અંધકાર ભર્યા ઓરડામાં શય્યા પર પડી પડી ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી હતી. શરત્ ઘણીવાર જમ્યા વગર જતો હતો એ સાચું, પણ આજની માફક આટલો ઉદ્વેગ કદી નથી થયો. અગાઉ શરત્ જમ્યા વગર ભૂખ્યા પેટે ગયેલો છે, પણ આજતો એવી ઘણી વાતો સાથે લઇને ગયો છે કે જે વાતો એના મનને ભૂખ કરતાં યે ભારે વ્યથા આપતી હશે; અને એથીજ એના પાછા આવવા સંબંધી બકુરાણીના મનમાં ઘણા તર્કવિતર્ક થયા કરતા હતા. તે સ્વામીને ઓળખતી, એમની ગરીબાઇ પાછળ તીવ્ર અભિમાન છૂપાયેલું છે, એ પણ તે સમજતી; આ છૂપાયેલું અભિમાન કોઇ પણ દિવસે પ્રબળ આઘાતથી છંછેડાઇને જીવનમાં ભડકો કરી મૂકશે એવી શંકા પણ બકુરાણીના હૈયામાં રહ્યા કરતી. એટલે જેમ જેમ સમય જતો હતો, તેમ તેમ બકુરાણીની ઊત્કંઠા તીવ્ર બનતી જતી હતી.

વિપિનબાબુના આગમનથી ઘરમાં એક પ્રકારનો આનંદ–ઉત્સવ

મચી પડયો હતો, બકુરાણીને ન છૂટકે એ ઉત્સવમાં ભાગ લેવો પડયો હતો.

અંતરની વ્યથા અંતરમાં સમાવીને તે મા તથા ભાભીનો આદેશ પાળી રહી હતી, પરંતુ માનસિક ચંચળતાના લીધે કાળજી-પૂર્વક કાર્ય થઇ શકતું નહિ, એથી બધા તરફથી તીવ્ર તીરસ્કાર સહવો પડયો હતો. ચટણી વાટવામાં મરચાં નાખવાં જ રહી ગયાં હતાં, ખાંડ લેવા જતા મીઠું હાથમાં આવ્યું હતું, ઘીને બદલે તેલની બરણી કડાઇમાં ઠલવાઈ હતી. સાથોસાથ મા તથા ભાભીનો તીવ્ર તીરસ્કાર સાંભળી સાંભળીને હૈયામાં ક્રોધ ઘુમરી ખાઇ રહ્યો હતો.

સાંજના સાત પહેલાં શરત્ ઘેર આવવાનો હતો. પરંતુ સાત વાગ્યા, સાડા સાત વાગ્યા, સાડા આઠ પણ વાગી ગયા, પરંતુ શરત્ પાછો ન આવ્યો. બકુરાણી માનસિક વ્યથા સાથે વારંવાર મુખ્ય દ્વાર તરફ જોવા લાગી, અને બધાના પગરવ વચ્ચે સ્વામીનો પગરવ સાંભળવાની આશાએ કાન પણ સજાગ રાખવા લાગી. છેવટે નવ વાગ્યા ત્યારે બકુરાણી પોતાના ઉદ્વેગને દબાવી શકી નહિ. તે પોતાના ઓરડામાં જઇને સૂઇ ગઇ, માના સાદથી પણ બેઠી ન થઇ.

ત્યારપછી સરલાના આગ્રહથી જમવા માટે રસોડામાં આવી તો ખરી, પરંતુ કેવી રીતે મોઢામાં કોળીયો લેવો એ તેનાથી ન સમજાયું. અંતે માતાનાં કટુવચનથી છંછેડાઇને રોષપૂર્વક તે પોતાનાં ઓરડામાં ચાલી ગઈ.

રાતના અગિઆર, બાર, એક વાગ્યો, બકુની આંખમાં નિદ્રા ન આવી. એ તે કયાં ગયા હશે? એમને જવાનું સ્થળ તો કયાંય નથી! એવું સ્થળ હોત તો આટલું અપમાન સહીને તેઓ કદી અહિં ન રહી શકત. બકુરાણી જ અહિં ન રહેવા દેત. આજ રોષ વધી

જવાના કારણે જ નથી આવ્યા, શું પોતાના કોઈ મિત્રને ત્યાં ગયા હશે ? પણ એવા કોઈ મિત્રો કયાં હતા ? માત્ર કામકાજ પૂરતા જ બહાર રહે છે, બાકીનો સઘળો સમય તેઓ ઘરમાં જ વિતાવે છે. એમને રીસ ચડી છે એ સાચું, પણ ગયા હશે કયાં ?

વળતે દિવસે રવિવાર. ગોકુળબાબુ વહેલા ઉઠીને કામકાજના અંગે બહાર ચાલ્યા ગયા. વ્રજનાથ માછલાના શિકાર માટે બહાર ચાલ્યો ગયો. બકુરાણીએ કોઇ ન જાણે તે રીતે મામાને બોલાવીને પૂછ્યું : ‘ શું થશે મામા ? ’

વૈદ્યનાથે બકુરાણીના વ્યથાભર્યા વદન સામે જોઇ આશ્વાસનભર્યા સ્વરે કહ્યું : ‘ જરા પણ ચિંતા ન કરીશ બકુ, હું તપાસ કરવા જઉં છું. ’

મહિમ ઘોષ શરત્ સાથે એક જ ઓફિસમાં કામ કરતો હતો. વૈદ્યનાથે એની પાસે જઇને જાણ્યું. શનિવારે શરત્ ઓફિસમાં તો આવ્યો હતો, પણ મોડો થવાના કારણે સાહેબે એને ઠપકો આપેલો. એથી આખો દિવસ તે ખૂબ જ ચિંતામાં બેઠેલો. સાંજના પાંચ પછી બધાની સાથે તે ઓફિસમાંથી બહાર નીકળ્યો હતો.

ત્યાર પછી વૈદ્યનાથ શરત્‌ના જે એક બે ઓળખીતા હતા તેની પાસે ગયો પણ કશા સમાચાર મેળવી શકાયા નહિ. આ પ્રમાણે ચારે તરફ રખડપટ્ટી કરીને તે જ્યારે ઘેર આવ્યો, ત્યારે બપોરના બાર વાગી ગયા હતા. ગૃહિણીએ ભાઇને જોતાં જ તીવ્ર સ્વરે કહ્યું: ‘સવારમાં ઉઠીને તરત કયાં ગયો હતો ? શરત્ ઘેર છે નહિ, આજ શાકપાન લાવવાનાં હતાં, એ નહોતી ખબર ? ’

વૈદ્યનાથે કહ્યું; ‘બેન, હું કંઇ જ્યોતિષિ નથી કે મને આ બધી

ખબર અગાઉથી પડી જાય. તેં મને કહ્યું હોત તો હું શાકપાન લાવી દેત.'

'પણ તને જોઉં ત્યારે કહું ને! સવારનો ગયો છે ને અત્યારે બાર વાગે આવ્યો. શરતને શોધવા ગયો હઇશ, કેમ?'

વૈદ્યનાથે કહ્યું: 'એમ જ માની લે ને. ઘર જમાઇ હોય એથી જમાઈ ન મટી જાય.'

ગૃહિણીએ નાકનું ટેરવું ચડાવીને કહ્યું: 'વાહરે મારા જમાઇ! સાહેબ રીસાઇને ચાલ્યા જાય અને મારે એમને શોધવા માટે એક દરવાન રાખવો?'

વૈદ્યનાથ બહેનના સ્વભાવને ઓળખતો હતો, એટલે વાત ન લંબાવતા સ્નાનાહાર માટે ચાલ્યો ગયો.



## ૪

**પાંચ વાગ્યા** પછી શરત્ ઓફિસમાંથી બહાર નીકળીને જ્યારે રસ્તા પર આવ્યો, ત્યારે તેનો શ્રમિત અને ભૂખથી ખિન્ન થયેલો દેહ થરથર ધ્રૂજી રહ્યો હતો. તે ઘર તરફ ન જતાં ગંગાના કિનારા તરફ ચાલ્યો અને હાવડાનો પુલ પસાર કરી એક તરફ ઉભો રહ્યો.

આજ શરતની નજરે પૃથ્વી એટલી કઠોર બની ગઇ હતી કે, પિતાના મૃત્યુ વખતે, માતાના મૃત્યુ સમયે, પિતાનું ઘર હંમેશ છોડવાનો પ્રસંગ આવ્યો ત્યારે પણ પૃથ્વીના હૈયામાં આટલી કઠોરતા નહોતી પ્રગટી. આજ જાણે તે પૃથ્વી વચ્ચે બધા કરતાં અસહાય, બધા કરતાં નિરાશ્રિત બની ગયો હતો. અતિદુઃખી માણસને પણ એકાદ આશ્રય તો હોય છે, હૈયાની બળતરા ઠારવાનું એકાદ ઠામ તો હોય છે, શરતને એ કશું નહોતું. વારે વારે સાસુનો તીવ્ર તિરસ્કાર મન વચ્ચે ઘુમરીઓ ખાઇ રહ્યો હતો. એની સાથે જ પત્નીનો કઠોર પ્રશ્ન મન વચ્ચે જાગીને હૈયાની સઘળી સહિષ્ણુતાને જાણે દળી રહ્યો હતો. શા માટે, કોના ખાતર એ આટલું અપમાન સહી રહ્યો છે? સાવ નિરૂપાય બનેલા માણસો પણ પોતાના પેટનો ખાડો પુરવા ખાતર ગમે ત્યાંથી ભાત મેળવી શકે છે, અને પોતે શું એટલો નિર્બળ, હીન છે કે બે મુઠી અનાજ ખાતર આવું અપમાન સહીને પોતાના પુરુષત્વને સાવ નિર્માલ્ય કરી નાખે?

શું તેણે પેટનો ખાડો પુરવા ખાતર જ આટલા દિવસો પર્યંત આટલી હીનતા સ્વીકારી હતી? પરંતુ જેના ખાતર આટલો ત્યાગ સ્વીકાર્યો હતો, તે પત્ની જ જ્યારે અવજ્ઞા અને અનાદરના તીવ્ર ફટકાથી એના વ્યથિત ચિત્તને ફટકારતાં જરાપણ અચકાય નહિ, ત્યારે પોતે શા માટે એટલો ત્યાગ સ્વીકારીને પોતાની નિર્બળતા પુરવાર કરે? શરતના હૈયામાં થયું, ના ના હવે તો બતાવવું જોઇએ કે હું પણ આ પૃથ્વીના અન્ય મનુષ્યોમાનો એક માનવ છું, આત્મ-મર્યાદા અને ધૈર્યની સીમા મારા માટે પણ નિર્માણ થયેલી છે. હા, આ પૃથ્વી વચ્ચે તે સાવ એકાકિ છે.

શરત્ ગંગા કિનારે ગયો અને હાથ મોં ધોઇ માથા પર થોડું પાણી છાંટયું. ત્યાર પછી ઉભા થઈને ખીસામાં હાથ નાખ્યો તો બેવડીયા પૈસા સિવાય અન્ય કશું નહોતું. સામે જ એક હિન્દુસ્થાનીની દુકાન હતી. ત્યાંથી શરતે બે પૈસાના સેવ મમરા લઇ ખાધા અને પાણી પીધું. ત્યાર પછી તે હાવડાના સ્ટેશન તરફ ગયો.

કયાં જવું, એનું કશું ઠેકાણું નહોતું. જવાનું કોઈ સ્થાન પણ નહોતું, ઉભા રહેવાની કોઇ જગ્યા નહોતી. શરત્ વિચારમય સ્થિતિમાં સ્ટેશનમાં ચારે તરફ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં જ્યારે દેખાયું, વર્ધમાન જનારી લોકલનો છેલ્લો ડંકો વાગે છે, ત્યારે તે એકદમ દોડીને એક ઇન્ટર કલાસના ડબ્બામાં ચડી ગયો.

ગાડી સેવડાફુલી પહોંચી, ટિકિટચેકર મુસાફરોની ટિકિટો તપાસવા લાગ્યો. શરત્ પાસે ટિકિટ હતી નહિ. ટિકિટચેકરે શરતને નીચે ઊતારી સ્ટેશન માસ્તરના હવાલે કર્યો. બીજે દિવસે સ્ટેશન માસ્તરે શરતને સાવ ખાલી જોઇને છોડી મૂકયો.

મુક્તિ મેળવ્યા પછી કયાં જવું એ વિચાર શરતના માથામાં ઘૂમવા માંડયો. વિચારતાં વિચારતાં અચાનક તેને યાદ આવ્યું. સેવડા-

ફુલીની બાજુમાં જ વાસુદેવપુર છે, ત્યાં મામાનું ઘર છે. મામાના ઘેર મામા, મામી, માતામહ કોઇ નહોતું, કેવળ માના એક કાકા હતા. કાકાને સ્ત્રીપુત્ર પરિવાર કશું નહોતું, માત્ર ગાંઠે પૈસા સારા હતા, અને શરતે એ પણ સાંભળ્યું હતું કે એમના જેવો લોભી એ ગામમાં કોઈ નથી. શરત્‌ની માતા જ્યારે જીવતી હતી, ત્યારે બે ત્રણ વાર માના કાકા શરત્‌ના ઘેર આવ્યા હતા. શરતે નક્કી કર્યું, હાલ તુરત તો વૃદ્ધ ને ત્યાં જઇને જ આશ્રય લેવો.

સમજણો થયા પછી કોઇ દિવસ તે મામાના ઘેર ગયો નહોતો, એટલે વાસુદેવપુરનો માર્ગ એના માટે સાવ અજાણ્યો હતો. પૂછપરછ કરતાં કરતાં તે જ્યારે વાસુદેવપુર પહોંચ્યો ત્યારે મધ્યાહ્ન વીતી ગયો હતો. જતાં જતાં એના મનમાં એ પણ શંકા થયા કરતી કે વૃદ્ધ જીવિત હશે કે નહિ? કદાચ જીવિત નહિ હોય તો બીજો પ્રયત્ન કરવો પડશે. આમે ય કયાં કોઇ આશરો હતો?

પરંતુ મામાના ઘેર આવીને શરતે જ્યારે સાઠ વર્ષના એક વૃદ્ધને ચંડીમંડપમાં બેઠાં બેઠાં નિશ્ચિંત ભાવે હુક્કો પીતાં જોયો, ત્યારે તેની સઘળી શંકા અલોપ થઇ ગઇ. તે સીધો વૃદ્ધ સામે આવીને ઊભો રહ્યો. વૃદ્ધની ચરણરજ લઇને શરતે કહ્યું, 'કેમ છે દાદા?'

વૃદ્ધે હુક્કો દૂર મૂકી વિસ્મયભરી નજરે શરત્‌ના ચહેરા સામું જોયું, 'મને ઓળખી ન શકયા?' કહી શરત્ વૃદ્ધની પાસે બેઠો અને ટુંકામાં પોતાનો પરિચય આપ્યો.

વૃદ્ધે આનંદભર્યા સ્વરે કહ્યું: 'શરત્, તું કયાંથી આવે છે ભાઈ? હવે તો ઉમ્મર થઇ છે, આંખમાં જોર નથી, ઓળખી શકયો નહિ.'

ત્યારપછી તેમણે શરત્‌ના પિતાની કુશળતાનો પ્રશ્ન કર્યો અને શરત્‌ના મોઢેથી એમના મૃત્યુસમાચાર સાંભળીને શોક પ્રગટ કર્યો. ત્યાર-પછી શરત્‌ને ઘરમાં લઈ જઇ એના આહારની વ્યવસ્થા કરી. ઘરમાં

કોઇ સ્ત્રી કે પુરુષ હતું જ નહિ. વૃદ્ધ પોતાના હાથે જ રસોઇ કરી લેતો, એકવાર રાંધીને બેવાર જમતો. રાત માટે રાખેલા ભાત શરત્‌ને આપ્યા. બે દિવસ પછી ભાત ખાઇને શરત્‌ના દેહમાં જાણે પ્રાણ આવ્યો.

ભોજન પછી વૃદ્ધે શરત્ ને ઘણી વાતો જાણવા માટે પ્રશ્ન કર્યા. શરતે પણ યોગ્ય ઉત્તર આપ્યો; પોતાના લગ્ન થયાં છે અને અને સાસરેથી અપમાનિત થઇને પોતે અહીં આવ્યો છે, એ વાત શરતે વૃદ્ધથી છૂપાવી રાખી. દાદાને જોવાની ઇચ્છા થઇ એટલે પોતે ચાલ્યો આવ્યો છે, એવો ભાવ શરતે વાતવાતમાં પ્રગટ કર્યો. વૃદ્ધે હર્ષભર્યા મનથી કહ્યું: 'સારૂં, જ્યારે આવ્યો છે, ત્યારે થોડા દિવસ અહિં રહેજે.'

શરત્‌ને રહેવામાં વાંધો હતો જ નહિ, એટલે સહજભાવે તે દાદાની વાતમાં સંમત થયો. વૃદ્ધના સંબંધમાં તેણે જે કંઇ અફવા સાંભળી હતી, એમાનું કશું ન દેખાયું. બલ્કે વાતચિત સાંભળીને વૃદ્ધનો સ્વભાવ સારો હોવાની ખાત્રી થઇ.

ખરી રીતે વૃદ્ધ યજ્ઞેશ્વર બાપુલી ખરાબ સ્વભાવના નહોતા. વાતચિતમાં, સૌજન્યમાં, પ્રમાણિકતામાં એના જેવો માણસ ભાગ્યે જ દેખાય. ગામમાં કોઇ માણસ એમના મોઢે નબળી વાત પણ ન કરી શકે. દોષમાં એટલું જ કે પૈસા સંબંધી તેઓ વિશેષ જાગૃત રહેતા. ખાસ જરૂરિયાત વગર તેઓ એક પૈસો પણ ખરચતા નહિ. હાથ પર સારા પૈસા હોવા છતાં પણ કોઇ એમની પાસેથી સહાય પામી શકતું નહિ. કોઇ સહાય માગવા આવે તો તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહેતા કે, પારકાને સહાય કરવા માટે લોહીનું પાણી કરી પૈસો ભેગો નથી કર્યો.

પૈસા પરત્વેની એમની આ મમતા મૂળથી નહોતી. છૂટે હાથે ન

વાપરતાં પણ પૈસો સાચવવા જેવી ચીજ છે, એવું તે પહેલાં માનતા નહિ. પરંતુ એક સમય એવો આવ્યો કે એમની પત્ની વગર દવાએ અને વગર ચિકિત્સાએ આ લોક છોડીને ચાલી ગઇ. પત્નીના મૃત્યુ પછી બાપુલી મહાશયને પૈસાની કિંમત સમજાઇ. તેઓ સમજી શક્યા, સંસારમાં બચવાની જેમ જરૂર છે, તેમ બચવા માટે આર્થિક સદ્ધરતાની પણ વિશેષ જરૂર છે.

લોકોએ બાપુલી મહાશયને ફરીવાર પરણીને સંસાર ધર્મ માંડવાનો આગ્રહ કર્યો હતો. પરંતુ બાપુલી મહાશયે પ્રતિજ્ઞા કરી હતી કે પહેલાં આર્થિક સ્થિતિ સુધરાવી, ત્યાર પછી જ સંસાર ધર્મમાં પડવું.

પૈસો મેળવવા ખાતર બાપુલી મહાશય દેશ છોડીને છેક જયપુર ગયા. ત્યાં પ્રથમ ફેરીવાળામાંથી દૂકાનદાર અને દુકાનદારમાંથી આડતદાર થયા. આ રીતે એકધારાં બાવીસ વર્ષ વિતાવીને જ્યારે તેઓ દેશમાં પાછા ફર્યા, ત્યારે તેમના હાથમાં નગદ વીસ હજાર રૂપિયા હતા.

પૈસો તો ઘણો હાથ આવ્યો, પણ સંસાર ધર્મ ન માંડી શકાયો. કારણ કે અર્થોપાર્જનના તીવ્ર નશામાં ક્યારે ચાલીસ વર્ષ વીતી ગયાં, એ ખ્યાલ જ ન રહ્યો. જ્યારે ખ્યાલ આવ્યો, ત્યારે જોયું, હવે સંસારવાસ કરવા કરતાં વનવાસ લેવો ઉચિત છે. શાસ્ત્રનો પણ એવો જ ઉપદેશ છે. કોઇ બાલિકાનો ભવ શા માટે બગાડવો જોઇએ ?

દેશમાં પણ ત્યારે કોઇ હતું નહિ. ભાઇ, ભોજાઇ, ભાઇનો પુત્ર બધા સંસારમાંથી વિદાય થઇ ગયાં હતાં. માત્ર બાપદાદાનું ખોરડું બાકી રહ્યું હતું. બાપુલી મહાશય એ શુન્ય ગૃહમાં સંચિત કરેલો પૈસો સાચવીને રહેવા લાગ્યા. બાપદાદાની જે કંઇ જમીન જાગીર હતી, તેમાંથી જ એક પેટ પુરતું મળી રહેતું.



# ૫

બાપુલી મહાશયે ધાર્યું હતું કે, શરત્ પાંચ સાત દિવસ સુધી રોકાઈને ચાલ્યો જશે. પરંતુ પાંચને બદલે પંદર દિવસ થયા છતાં પણ શરતે જવાની જરાયે ઉતાવળ ન બતાવી. આ જોઈને બાપુલી મહાશયે યાદ આપવાના આશયથી કહ્યું: 'શરત, ઘેર એકાદ કાગળ તો લખી નાખ.'

શરતે આછા હાસ્ય સહ કહ્યું: 'કોને લખું દાદા ? ઘરમાં એવું કોણ છે કે જેને હું કાગળ લખી શકું.'

ઉત્તર સાંભળીને બાપુલી મહાશય સહજ અપ્રતિભ થયા. ખરું છે, ઘરમાં એને કોણ છે, કોના ઉપર કાગળ લખે ? તો પછી શરત્ અહિં સ્થાઈ રહેણાક માટે તો નહિ આવ્યો હોય ને ? આ પ્રશ્ને બાપુલી મહાશયના મનમાં ચિંતાનું સ્વરૂપ લીધું. આ ચિંતા એમના માટે દુઃખભરી હતી, એમ નહોતું. કારણકે, છેલ્લા થોડા દિવસથી એમના મનમાં એ જ ચિંતા થયા કરતી હતી, શરત્ ચાલ્યો જશે પછી એકાકિ જીવન ગુજારવું પડશે. છેલ્લા થોડા દિવસના સહચારથી શરતે બાપુલી મહાશયના અટુલા જીવનમાં નૂતન આશા પ્રગટાવી હતી. એટલે શરત્ અહિં સ્થાઈ રહેણાક કરે એ કલ્પના વૃદ્ધના મનને અણગમો ઉપજાવનારી નહોતી. શરતના આગમનથી એમનું સ્મશાન

જેવું સૂનું ઘર જાણે જીવંત બની ગયું હતું; માનવ સહવાસનો સૂર ધ્વનિ વૃદ્ધના ઉદાસ હૃદયમાં મમતા જગાડી રહ્યો હતો.

છેલ્લા કેટલાક દિવસથી શરત્ ગામમાં ઘણાને ઓળખતો થઈ ગયો હતો, એટલું જ નહિ પણ ગામના ઘણા માણસોને પોતા તરફ આકર્ષી શકયો હતો. તે એક પરાયો છે અને કયારે ગામ છોડીને ચાલ્યો જશે એવી કલ્પના પણ લોકો કરી શકતા નહિ.

આ રીતે ગામ લોકોના હૃદય પર અધિકાર મેળવી, વૃદ્ધ દાદા મહાશયના એકાકિ જીવનમાં સંગ-પ્રિયતાનો આગ્રહ જાગૃત કરીને, શરત્ જ્યારે વાસુદેવપુરને જ પોતાનું સમજવા લાગ્યો, ત્યારે તેના હૃદયમાંથી કલકતાની સ્મૃતિ સંપૂર્ણપણે ભુંસાઇ ગઈ હતી, એમ કહી શકાય નહિ. એ સ્મૃતિ ભુંસી નાખવાનો પ્રયત્ન કર્યા છતાં પણ શરત્ એમાં સફળ થઈ શકયો નહોતો, વારંવાર એ સ્મૃતિ એના મનમાં ડંખ દીધા કરતી. ગામમાંથી ફરીને સંધ્યા વખતે તે ઘેર આવતો અને સંધ્યા પ્રદીપ પ્રગટાવતો, ત્યારે સંધ્યાપ્રદીપના પ્રકાશ સાથે એક બીજું પ્રકાશભર્યું ગૃહ મન સામે ખડુ થતું. એકાએક મનમાં થતું, પોતે હંમેશ સંધ્યા સમયે ઓફિસેથી ઘેર આવતો અને દ્વાર પાસે એક વ્યક્તિ ઉત્કંઠા ભર્યા નયને પ્રતીક્ષા કરતી ઉભી રહેતી, એના વદન પર નિશ્ચિંતતાનું હાસ્ય હંમેશ દેખાતું. શું તે આજ પણ સંધ્યાપ્રદીપ પ્રગટાવીને દ્વાર પાસે ઉભી ઉભી પ્રતીક્ષા કરતી હશે? અંતે નિરાશ થઈને શું ઘરનો દીવો બુઝાવી નાખતી હશે? આ કલ્પના આવતાં જ શરત્‌ના હૃદયમાંથી એક ઉંડો નિશ્વાસ બહાર નીકળવા મથતો, પણ બળપુર્વક નિશ્વાસને દબાવી રાખી તે બહાર ચાલ્યો જતો.

કોઈ કોઈ વાર સ્તબ્ધ મધ્યાહ્ન સમયે એકલો ઓરડામાં બેઠો

હોય ત્યારે રવિવારનું મધ્યાન્હ યાદ આવતું, શરતનો પ્રાણ ચંચળ બની જતો.એની જ સાથે સાસુના તીવ્ર વાકયબાણ અને બકુરાણીનો ગર્વભર્યો વ્યવહાર યાદ આવતાં પ્રાણ વચ્ચે બદલો લેવાનું અસ્થિર ગાંડપણ નાચી ઉઠતું. ઓહ્ કેવું અપમાન, કેવી અવજ્ઞા ! કોઈ પણ દિવસે આનો યોગ્ય બદલો આપી શકાય, ત્યારે જ ફરીવાર મળવું જોઈએ. નહિ તો......શરત્ ક્રોધ અને ક્ષોભથી દાંત કચડતો.

શરૂઆતમાં શરત્ દાદા મહાશય સમક્ષ કંઇક સંકોચથી રહેતો, ધીમે ધીમે એ સંકોચ દૂર થતાં જીવનમાં એક જાણે નવો અધ્યાય શરુ થવા માંડયો. આ અધ્યાયમાં જીવનના ભૂતકાળની કોઇ વાતો ન આવી શકે એવી શરતની ઇચ્છા હતી. એટલે તે કલકત્તાની સ્મૃતિને બળપૂર્વક દબાવી વાસુદેવપુરને જ વળગી રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જીવનના નૂતન અધ્યાયમાં કલકત્તાની હળવી સ્મૃતિ પણ જાગૃત થતી, તો શરત્ તરત ક્રોધથી એ સ્મૃતિને સળગાવી નાખવા પ્રયત્ન કરતો. પણ કોઇ દિવસ સ્મૃતિ સળગી શકી છે ?

પણ વૃદ્ધ બાપુલી મહાશય આ બધી વાત જાણતા નહોતા. તેઓતો જીવનની અટુલી સંધ્યાવેળાએ એક સાથીદારને મેળવીને આવતા અંધકાર વચ્ચે જાણે પ્રકાશના કિરણો નિહાળી રહ્યા હતા. એથી અન્ય કોઇના વ્યવહાર પ્રત્યે જરા પણ ધ્યાન ન આપનારા બાપુલી મહાશય શરતના વ્યવહારમાં સ્નેહ જોવા લાગ્યા. અને શરતની બધી રીતભાત સ્નેહના અત્યાચાર રૂપે ખૂબ સહજ ભાવે સહન કરવા લાગ્યા.

ખાવા પહેરવાની બાબતમાં બાપુલી મહાશયે કોઇ દિવસ કાળજી નહોતી રાખી. આ બંને બાબતો ગમે તેમ પતાવીને દિવસો ચલાવતા. પરંતુ શરતના આગમન પછી આ બંને બાબતો પ્રત્યે જરા ધ્યાન

આપવું શરૂ કર્યું. શરત્ પોતે કશું ન બોલતો હોવા છતાંયે તે કલકત્તામાં રહેલો છે, સારૂં ખાવા જોઈએ, સારું પહેરવા જોઇએ, એ સિદ્ધાંત નક્કી કરીને બાપુલી મહાશય પોતે જ એ બાબતમાં મન પરોવવા લાગ્યા. જમતી વખતે સારી માછલી કે શાકભાજી ન હોય તો, એમને જાણે સંતોષ નહોતો વળતો. જો શરત્ કહેતો કે: 'આ બધું શા માટે દાદા?' તો બાપુલી મહાશય હસીને કહેતા: 'ભાઇ, પેટ ભરીને જમવું તો જોઇએ ને, જમવા માટે તો બધું છે. એક તરફ ધૂતારા માણસો મને લોભી કહે છે, છેવટે શું તારે પણ મને એવો જ ખીતાબ દેવો છે?'

વિદાયની વાત વખતે વૃદ્ધના વદન પર જાણે એક પ્રકારની શંકાની છાયા તરી વળતી. શરત્ કહેતો: 'ના દાદા, બે ચાર દિવસની વાત હોય તો ઠીક, પણ બારે માસ રહેનાર માટે આટલી તાણખેંચ ન હોય.'

પ્રફુલ્લ વદને બાપુલી મહાશય કહેતા: 'અરે ભાઈ, આખી જીંદગી સુધી ધૂળ રાખ ખાતો આવ્યો છું. તારા નિમિત્તે જો બેચાર દિવસ સારી ચીજ મોઢામાં પડતી હોય, તો નુકશાન શું છે?'

કહીને વૃદ્ધ ખડખડાટ હસી પડતો. લોભી પ્રકૃતિના વૃદ્ધનું આવું પરિવર્તન જોઇને શરતને આશ્ચર્ય થતું.

એક દિવસે શરતે કહ્યું: 'દાદા, હું ચાલ્યો જઉં તો તમારા મનમાં દુ:ખ થશે?'

મ્લાન વદને બાપુલી મહાશયે ઉત્તર આપ્યો: 'એમાં દુ:ખ શેનું! કેટલાય આવ્યા, કેટલાય ગયા. છતાં પણ એકાદ પંખી પાળ્યું હોય, અને તે પણ...સમજ્યોને?'

શરતે હસીને કહ્યું: 'બરાબર સમજ્યો, પણ હું પંખી નથી દાદા, એકાએક પાંજરું તોડીને ઉડી જાઉં ! હું માણસ છું.'

બાપુજી મહાશય હસ્યા. પરંતુ માણસ પણ અવસર મળતાં પંખીની માફક અચાનક એક દિવસ ઉડી ન જાય, એવો દૃઢ વિશ્વાસ એમનો નહોતો. બલ્કે પાળેલો માણસ ખૂબ સહજ રીતે છટકી શકે છે. એટલે શરત્ જેવો ચંચળ પ્રકૃતિવાળો યુવક અચાનક એક પંખી માફક આવી શકયો છે, તેમ તે જઈ પણ શકે છે. આ ચિંતા વૃદ્ધના મનમાંથી કોઈપણ ઉપાયે દૂર ન થઈ; બલ્કે આ માણસને કેવા પ્રકારની દૃઢ સાંકળ વડે બાંધી શકાય, એનો જ તેઓ વિચાર કરવા લાગ્યા.



૬

'હવે નથી ગમતું દાદા!'

'શું નથી ગમતું શરત્?'

'આ બધું બૈરાંસાઇ કામ.'

ઉચ્ચ હાસ્ય હસીને બાપુલી મહાશય બોલ્યા: 'એ તો હું પહેલાં જ કહેતો હતો, તારાથી આ કાર્ય નહિ થઇ શકે.'

જરા રોષભર્યા સ્વરે શરત્ બોલ્યો: 'તમે તો કહેતા હતા, પણ તમે તો વૃદ્ધ છો, તમે બે વખત રાંધી આપો અને મારે બેઠાં બેઠાં ખાવું કેમ?'

'તેથી જ તું તારા દાદાને રાંધીને જમાડી રહ્યો છે કાં? પણ ભાઇ, રસોઇ જમવામાં જેટલી તૃપ્તિકર છે, તેટલી જ બનાવવામાં કંટાળા ભરી છે.'

'એ વાત સાવ સાચી છે દાદા. હું તો એ જ વિચારું છું કે, આવું કંટાળા ભર્યું કાર્ય તમે બારેમાસ કેવી રીતે કરી શકો છો?'

'હું તો નિરુપાય છું.'

'ઉપાય છે જ નહિ, એવું ન બોલો. એકાદ રાંધનારી ન રાખી શકો?'

હસીને બાપુલી મહાશય બોલ્યા: 'નાનપણમાં માના હાથની

રસોઇ ખાધી છે, ત્યાર પછી તારી દાદીએ રસોઇ કરીને ખવરાવી છે. ત્યાર પછી કોઇના હાથની રસોઇ ખાવાની પ્રવૃત્તિ જ નથી કરી.'

'હમણાં મારા હાથની તો જમો છો.'

'તારી સાથે કંઇ બહારની રસોયણની તુલના કરી શકાય ?'

'તો પછી શું કરવું ? મારાથી ચુલાનો ધુમાડો નથી લઇ શકાતો.'

'તારાથી ધુમાડો સહન ન થતો હોય તો કંઇ નહિ, જેનાથી સહન થશે તેને જ રસોઇનો ભાર સોંપી દઇશ.'

'શું તમે રાંધશો ? ના એમ તો હું નહિ જ કરવા દઉં.'

'તો પછી હવે કોઇ વચલો માર્ગ કાઢવો પડશે ! એકાદ રાંધનારીની શોધખોળ કરવી પડશે.'

'શું તમે રસોયણના હાથનું જમશો ?'

'કાંઇ ગમે તે રાંધનારીના હાથે થોડું ખાઇ શકાય છે ?'

'ત્યારે ?' શરત્ પ્રશ્નભરી નજરે વૃદ્ધના ચળકતાં નયનો સામે જોઇ રહ્યો.

ઊર્મિભર્યું હાસ્ય વેરીને બાપુલી મહાશય બોલ્યાઃ 'હું એવી રાંધનારી લાવીશ કે, જે વગર પગારે મારા આખરી દિવસો સુધી, અને તારા જીવનપર્યંત રાંધીને જમાડી શકે.'

બાપુલી મહાશયે શરત્‌ના વદન પર હાસ્યપુર્ણ કટાક્ષ કર્યો. શરત્ ધ્રુજી ઉઠયો. બાપુલી મહાશયે પૂછ્યુંઃ 'એમ થશે તો બધી ચોખવટ થઇ જશે, ખરૂં ને ?'

શરત્ કોઇ ઉત્તર ન આપી શકયો. નમેલા વદને અને નીરવભાવે આહારકાર્ય પુરૂં કર્યું.

ત્યાર પછી શરતે જ્યારે જોયુ, દાદા મહાશય ખરેખર કન્યાની શોધખોળમાં પ્રવૃત થયા છે, ત્યારે તે જરા ગભરાયો. શરત્‌ના મનમાં થયું, દાદા સમક્ષ એકવાર બધી વાત ખુલ્લા દિલથી કહી દેવી અને કોઇ પ્રકારની શોધખોળ ન કરે એમ જણાવવું. પરંતુ સાથોસાથ ઘવાયેલું અભિમાન ગર્વથી ફુંફાડા મારવા લાગ્યું. શરત્‌ કોઇ પ્રકારનો પ્રતિવાદ કરી શકયો નહિ. કોના ખાતર પ્રતિવાદ કરવો ? તિરસ્કારના તીવ્ર વાકયબાણોથી વીંધાઇને ભુખ્યા પેટે જે દિવસે તે ઘર બહાર નીકળ્યો હતો, તે દિવસે શું કોઇ સ્વજને આવીને સમવેદના દર્શાવી હતી ? શું વિંધાયેલા હૈયા પર સાંત્વનનો મધુર પ્રલેપ કર્યો હતો ? બલ્કે ઘા ઉપર નીમક છાંટીને અંતરની વેદનાને વધારે તીવ્ર બનાવી દીધી હતી. આજે એ લોકોની નિષ્ઠુરતાનો કઠોર ભાવે બદલો લેવાનો સુઅવસર છે. ફરીવાર લગ્ન કરીને બતાવી દેવું જોઇએ કે ભવાનીપુરના ગોકુળબાબુ સિવાય બીજા ઘણા માણસો એવા છે કે જે લોકો કન્યા આપી શકે છે. માત્ર એટલું જ નથી, સાથે ઘણો પૈસો પણ મળશે. કન્યાના બાપ પાસેથી બે હજાર રૂપિયા, અને વૃદ્ધ યજ્ઞેશ્વર બાપુલીના વીસ હજાર રૂપિયાનો વારસો ! શરત્‌ કઇ આશા ખાતર જીવનનો આવો ઉત્તમ સુયોગ જતો કરે ?

પણ બકુરાણી ! શું બકુરાણીએ કોઇ દિવસ સ્ત્રીના સ્વાભાવિક પ્યારથી શરત્‌ને ભીંજવ્યો છે ? એ તો સ્વામીના દારિદ્ર પર તીવ્ર કટાક્ષ કરીને મનોવેદના વધારી રહી હતી. એણે જ્યારે સ્ત્રી તરીકેનું પોતાનું કાર્ય બજાવ્યું નથી, ત્યારે શરત્‌ શા માટે પોતાનું કર્તવ્ય બજાવી દારિદ્ર અને અપમાનનો બોજો માથા પર ધારણ કરે ?

આવી ચિંતા વચ્ચે એકાએક એક દિવસે જ્યારે સગપણ થઇ ગયું, ત્યારે બીજો કોઇ ઉપાય નથી રહ્યો, એમ ધારી શરતે જીવન પ્રવાહમાં ઝુકાવ્યું.

## ૭

'અરે બહેન !'

'કેમ શું છે વેદીયા ?'

જરા ચીડાઇને વૈદ્યનાથે કહ્યું : 'વેદીયા ? કેમ, વૈદ્યનાથ કહીને ન બોલાવી શકાય ?'

ગૃહિણીએ તીવ્ર નજરે ભાઇ સામે જોઇને છણકા સહ કહ્યું : 'મોટો વૈદ્યનાથ ન જોયો હોય તો ! શું છે કહે જોઉં.'

ગંભીર ભાવે વૈદ્યનાથ બોલ્યો : 'હોય શું બીજું, શું માણસના બધા દિવસો સરખા જાય છે ? આજ વેદીયો છું, આવતી કાલે વૈદ્યનાથબાબુ બની શકું. આજ તમારા ભાત ખાઇને રહું છું, કાલ પચીસ હજારનો ધણી ન થઈ બેસું, એવી વાત શું કોઇ કહી શકે ?'

'હા, હું જ કહી શકું છું. શું તું વળી માણસ થવાનો, કપાળ મારું !'

વૈદ્યનાથે કહ્યું : 'તારું કપાળ નહિ બહેન, થઇશ તો મારા કપાળના જ જોરે, સમજી ?'

મોઢું ફેરવીને ગૃહિણી બોલી : 'બધું સમજી છું ભાઇ. આજ તેં ગાંજો ઓછો પીધો લાગે છે ?'

મોઢું ભારમાં રાખીને વૈદ્યનાથ બોલ્યો : ' તારામાં આ એક જ મોટો દોષ છે, હું વાત કરું એટલે ગાંજાખોર ગણીને ઉડાડી દે. શું હું ગાંજો પીઉં છું તેથી વાત કરવાની આવડત ગુમાવી બેઠો છું ?'

' તારી વાત તો આવી જ છે ને !'

' શું આ ખોટી વાત છે ? શરત્ જો મોટો માણસ થઈ શકતો હોય, તો શું હું નથી થઇ શકતો ?'

' કયો શરત્ ?'

' તમારો જમાઈ શરત્, જેને ઝાડુ મારીને તું એ વખત ભાત ખવરાવની હતી.'

ગૃહિણી સ્તબ્ધ નજરે ભાઇના સામે જોઈ રહી. સૌદામિની થોડે દૂર બેઠી બેઠી બાળકને ધવરાવી રહી હતી. તે વિસ્મયભર્યા સ્વરે બોલી : ' શરતભાઈ મોટા માણસ થયા છે ? સાચું કહો છો ?'

હસીને વૈદ્યનાથ બોલ્યો : ' સાવ સાચું કહું છું. એકી સાથે પચાસ હજાર રૂપિયાનો માલિક બની બેઠો છે.'

વિસ્મયથી ગૃહિણીની બંને આંખો પહોળી થઈ ગઈ. તેણે વિસ્મયભર્યા સ્વરે કહ્યું : 'આ તું શું કહે છે, એણે એટલા પૈસા ક્યાંથી મેળવ્યા ?'

વૈદ્યનાથે ગંભીર સ્વરે કહ્યું : ' તગદીર ફરે ત્યારે માટી પણ સોનું બની જાય છે બહેન, એના કોઇ દૂરના દાદા મહાશય છે, એની માના કાકા. ઘણા પૈસાના માલિક છે, પણ ભોગવનાર કોઈ નથી. શરત્ જ અત્યારે એમનો વારસદાર છે, એમનો શ્રાદ્ધાધિકારી છે.'

સૌદામિનીએ ગાલ પર હાથ મૂકયો. ગૃહિણીએ વ્યસ્ત ભાવે પૂછ્યું : ' પણ તને આ બધા સમાચાર ક્યાંથી મળ્યા ?'

' સમાચાર શું આપોઆપ મળે છે, બહેન ! સમાચાર તો

મેળવવા જોઇએ. એના ચાલ્યા ગયા પછી મેં જોયું, તમે કોઈ એની તપાસ કરાવતા નથી. તમે ન કરાવો તો શું થયું, પણ મારો તો ભાણેજ જમાઇ થાય, એટલે ન છૂટકે મારે જ તપાસ કરવી પડી. અને આ બધી વાત કાંઈ સહેલાઇથી નથી જાણી શકાઇ, આ માટે તો ખૂબ રખડવું પડયું છે.'

પ્રફુલ્લ કંઠે ગૃહિણી બોલી : 'હાશ, ઘણું સારૂં થયું.'

માથું ધૂણાવીને વૈદ્યનાથ બોલ્યો : 'ઘણું સારૂં થયું છે, એમ હું નથી કહી શકતો.'

ગૃહિણીએ ભાઇના ચહેરા સામે પ્રશ્નભરી નજરે જોયું, વૈદ્યનાથ બોલ્યો : 'એ તો હવે મોટો માણસ થયો છે, ઘરજમાઈના આદરથી બચી ગયો. પણ એમાં આપણને શું ?'

'કેમ આપણને શું ? 'બકુની ચિંતા ટળી ગઇ એજ આપણા માટે ઘણું છે.'

'બકુની ચિંતા ટળી ગઇ હોત તો મારા આનંદનો પાર ન રહેત બહેન. પણ આ તો સાવ ઉલટી વાત છે.'

'કેમ, ઉલટી વાત શી છે ?'

'વાત ઘણી કઠોર છે, શરત્ બીજી વાર લગ્ન કરે છે.'

ગૃહિણી ઉભી હતી; બેસી ગઇ. દબાયેલા સ્વરે બોલી. 'તું શું કહે છે, બીજીવાર પરણે છે ?'

'મેં એવું જ સાંભળ્યું છે. સંબંધ પણ પાકો થઇ ગયો છે. મને લાગે છે કે આપણા ઉપર પણ કંકોત્રી આવશે. શા માટે ન આવે, અહિંનો તિરસ્કાર શરતથી ભૂલાયો હોય એવું હું નથી માનતો.'

ગૃહિણીએ ઉગ્ર સ્વરે કહ્યું : 'આ તું શું કહે છે ભાઇ, શું હું

એનો તિરસ્કાર કરતી હતી ? ગમે તેમ તોય એ જમાઇ હતો. સાંભળે છે ને વહુ, વૈદ્યનાથની વાત સાંભળી ? હું જમાઇનો તિરસ્કાર કરતી હતી.'

હસીને વૈદ્યનાથ બોલ્યો : 'ના બહેન, જમાઇ ઉપર ઝાડુનો ઘા નથી કર્યો એટલું જ તેં બાકી રાખ્યું છે.'

સૌદામિની બોલી : 'ના ના, મામા, આ તમારી ખોટી વાત છે. મા તો જમાઇ જમાઇ કરીને ગાંડા થઇ જતાં હતાં, અમારાથી કોઇકોઇ વાર અવિનય થયો હશે.'

'તો એમ હશે.' કહીને હસતો હસતો વૈદ્યનાથ ચાલ્યો ગયો. ગૃહિણી રોષ અને દુઃખથી બોલવા લાગી. 'આ તો છેવટે મારા ઉપર જ બદનામી આવી પડી ! મારે તો હવે માથું પછાડીને મરવા જેવું થયું. શું મેં એમનો તિરસ્કાર કર્યો છે ? હાય, હાય, મારી જીભના કટકા જ થઇ જાય !'

બહેનના અભિશાપ સાંભળતો સાંભળતો વૈદ્યનાથ બકુરાણીના ઓરડામાં દાખલ થયો અને હળવા સાદે બોલ્યો. 'બકુ !'

બકુ એકદમ મામા સામે આવીને બોલી. 'તમે કહ્યું એ બધું સાચું છે ?'

'તેં બધું સાંભળ્યું ?'

'હા. પણ મારા સમ છે, બધી વાત સાચી છે ?'

'સાચી છે. પણ...'

વચ્ચે જ બકુરાણી અશ્રભર્યા સ્વરે બોલી ઉઠી : 'પણ બણ જવા દો મામા, તમે માત્ર એટલું જ કહો, હવે એમને ખાવા પહેરવાનું દુઃખ તો નથી ને ?'

બકુરાણીના બંને નયનો આંસુથી ઝળકી રહ્યાં હતાં. વૈદ્યનાથે ધરતી સામે જોઇને કહ્યું: 'એવું દુઃખ એને હવે નથી રહ્યું, હવે તો એ પચાસ હજારનો માલેક છે. પણ એ ફરીવાર લગ્ન કરવાનો છે.'

વ્યસ્તતા સહિત બકુરાણી બોલી : 'એ ભલે કરે, પણ હવે એમને ભૂખ્યા પેટે નહિ રહેવું પડે.'

ગ્લાન હાસ્ય સહિત વૈદ્યનાથ બોલ્યો : 'પાગલ છોકરી !'

બકુરાણી આંસુભર્યા સ્વરે બોલી : 'એ ભૂખ્યા પેટે ચાલ્યા ગયા હતા મામા.'

બકુરાણીના નયનોમાંથી દડદડ આંસુ ટપકવા માંડયાં. વૈદ્યનાથની આંખો પણ ભીની થઇ. તે નીરવ ભાવે નીચું જોઇને ઊભો રહ્યો.

બકુરાણીએ છેડા વતી આંસુ લૂછી મૃદુ સ્વરે કહ્યું. 'મામા, હું તમને એક રૂપિયો આપું છું, તમે છાનામાના કાલિઘાટે જઇને પૂજા ચડાવી આવશો ?'

આ વખતે વૈદ્યનાથ આંસુના વેગને રોકી શક્યો નહિ. તેણે એકદમ મોઢું ફેરવી ભારે સ્વરે કહ્યું : 'હા, પણ તારી પાસે રૂપિયો છે ?'

'એમના પગારના ત્રીસ રૂપિયા પડયા છે.'

'તો પછી એમાંથી એક રૂપિયો મને વધારે દે. એકવાર વાસુદેવપુર જઇ આવું.'

'શા માટે ?'

'શરતને રૂબરૂ મળવા ઇચ્છું છું. જોઉં, લગ્ન અટકાવી શકાય છે કે નહિ ?'

બકુરાણી નિરુત્તર રહી. વૈદ્યનાથે ફરી પ્રશ્ન કર્યો : 'આપે છે ?'

બકુરાણીએ નીચી નજરે જોઇને કહ્યું : ' ના. '

જરા વિચાર કરીને વૈદ્યનાથે કહ્યું : સારું, કોઇ પાસેથી ઉછીતો રૂપિયો મળે છે કે નહિ, એ જોવું પડશે.'

વૈદ્યનાથ જવા તૈયાર થયો. બકુરાણીએ એકદમ રસ્તો રોકતાં આડે ઊભા રહીને કહ્યું : ' ના મામા, તમે ત્યાં નહિ જઇ શકો.'

વૈદ્યનાથ તીક્ષ્ણ નજરે એના સામે જોતો ઊભો રહ્યો. બકુરાણી બોલી : ' કહો, તમે ત્યાં નહિ જાઓ, મારા સોગંદ છે.'

વૈદ્યનાથે કહ્યું · ' હું નહિ જાઉં તો એના લગ્ન થઇ જશે.'

દૃઢ સ્વરે બકુરાણી બોલી : ' ભલે થતાં. '

' પણ અત્યારે શું અભિમાન કરવાનો સમય છે બકુ ? '

' હા. કહો, તમે ત્યાં નહિ જાઓ.'

બકુરાણીની દૃઢતા જોઇને વૈદ્યનાથને આશ્ચર્ય થયું. તેણે જરા વિચારીને એક નિશ્વાસ નાખી કહ્યું : ' હું જઇશ તો ખરો, પણ એના લગ્નમાં અવરોધ નહિ કરું.'

બકુરાણી માર્ગમાંથી ખસી ગઇ. વૈદ્યનાથ ચિંતાભર્યા વદને ધીરે ધીરે વિદાય થયો. બકુરાણી ઘડીભર સ્તબ્ધ ભાવે ઊભી રહી, પછી ધીરે ધીરે ઓરડામાં ચાલી ગઇ. ઓરડાની દિવાલ પર મહાકાલિની એક છબી હતી. બકુકાણી એ છબી સામે ઊભી રહી, હાથ જોડી ગદ્દગદ્દ સ્વરે બોલી : ' હે મા, એમ જ થાય મા, એમને ફરી કોઈ વાર ભૂખ્યાપેટે ન રહેવું પડે. '



૮

ગોકુલબાબુએ ઓફિસેથી આવીને જ્યારે સમાચાર સાંભળ્યા, ત્યારે તેઓના રોષથી આખું ઘર કંપી ઉઠયું. ગૃહિણી એમને શાંત પાડવા ગઇ તો ગાળો ખાઇને પાછી આવી, એમનો રોષ જોઇને કોઇ પણ એમની સામે જવાનું સાહસ કરી શકયું નહિ. તેમણે વૈદ્યનાથને બોલાવ્યો અને બધા સમાચાર પુછ્યા. ત્યાર પછી શરત્‌ના લગ્ન કેવી રીતે અટકાવી શકાય એ પ્રશ્ન વિચારવા લાગ્યા. તે દિવસે તેમણે પાણી પણ ન પીધું.

ઘણા વિચાર પછી ગોકુલબાબુએ નક્કી કર્યું, વાસુદેવપુર જવું એ જ ઉચિત છે; ત્યાં ગયા પછી કોઇપણ ઉપાયે શરત્‌ના લગ્ન અટકાવી શકાશે. બનવા જોગ છે કે શરતે પોતાના પ્રથમ લગ્નની વાત છૂપાવી રાખી હોય; એ વાત ખુલ્લી થાય તો કોઇ એને કન્યાદાન આપી શકશે નહિ. પરંતુ વૈદ્યનાથે એમને સમજાવ્યું કે, એ પ્રયત્ન નકામો છે, કન્યાની ચિંતાથી પીડાતા એવા ઘણાં માબાપ છે કે જેઓ શોકય ઉપર દિકરી આપવામાં જરાયે અચકાતા નથી. તેમાંય શરત્ અત્યારે શ્રીમંત છે. કદાચ આ લગ્ન અટકાવીશું તો પણ પૈસાના જોરથી એ ગમે ત્યાં લગ્ન કરી શકશે. આ સ્થિતિમાં વિરોધ કરવા જવો એનો અર્થ એને ઉશ્કેરવા સમાન થઇ પડશે.

વૈદ્યનાથની વાત સાંભળી ગોકુલબાબુ હતાશ થઈ ગયા, વૈદ્યનાથે

અનેવીને આશ્વાસન આપ્યું અને વાસુદેવપુર જવા આવવાનું ભાડું લઇ તે વાસુદેવપુર જવા વિદાય થયો.

સેવડાપુલીના સ્ટેશનેથી પૂછગાછ કરીને વૈદ્યનાથ વાસુદેવપુરમાં તો આવ્યો, પણ ગામમાં આવીને તેણે સાંભળ્યું, શરત્‌ના લગ્નની તૈયારી થઇ ગઇ છે, પરમ દિવસે લગ્ન છે, આજ એને પીઠી ચોળવામાં આવી છે. વૈદ્યનાથ થડકતા હૈયે બાપુલી મહાશયના મકાનમાં દાખલ થયો. વૈદ્યનાથને જોતાં શરત્ ઝંખવાણો પડી ગયો. પરંતુ ચતુર વૈદ્યનાથે જ્યારે બાપુલી મહાશય સમક્ષ પોતાનો પરિચય શરત્‌ના મિત્ર તરીકે આપ્યો, ત્યારે શરત્ કંઇક નિશ્ચિંત થઇ શકયો.

ત્યારપછી વૈદ્યનાથને એકાંતમાં લઈ જઇને શરતે પુછ્યું: 'મામા, આમ અચાનક અહિં કયાંથી?'

વૈદ્યનાથે હસીને કહ્યું: 'ઉપવાસ કર્યા પછી તારા પ્રાણુની કેવી હાલત થઇ છે, એ જોવા આવ્યો છું.'

શરત્ આછું હસ્યો. વૈદ્યનાથે હસીને કહ્યું: 'મને લાગે છે કે આ તરફ લગ્નનું બજાર ખૂબ સસ્તું છે. મારા માટે એકાદ કન્યાનો જોગ ન કરાવી શકે?'

જરા અચકાઇને શરત્ બોલ્યો : 'એ જોગ તો કરાવી શકીશ. પણ તમારા આગમનનો મૂળ હેતુ શું છે? લગ્ન કરવા કે લગ્ન અટકાવવા આવવું થયું છે?'

'લગ્ન અટકાવવાનો હેતુ હોત તો વૃદ્ધ સમક્ષ મેં મારો સાચો જ પરિચય આપ્યો હોત.'

'તમે ન આપ્યો એજ આશ્ચર્ય છે.'

'તારા જેવા નિમકહરામ જુવાન માટે તો આશ્ચર્ય જ ગણાય ને.' કહીને વૈદ્યનાથે વ્યંગપૂર્ણ હાસ્ય વેર્યું.

શરતે ઘડીક વિચારીને પૂછ્યું : ' તો પછી તમારા આગમનનો ખરો ઉદ્દેશ શું છે ?'

' મારો જે ખરો ઉદ્દેશ હતો, એ તારા માટે સારો નહોતો. પરંતુ દૈવ તારી સહાયમાં છે.'

શરત્ પ્રશ્ન ભરી નજરે વૈદ્યનાથ સામે જોઇ રહ્યો. વૈદ્યનાથે કહ્યું : ' તું એમ ન માનતો કે અમને અંધારામાં રાખીને તું લગ્ન કરી શકે.'

શરતે હસીને પ્રશ્ન કર્યો : 'તમે શું કરત ?'

' બીજું તો કશું ન કરી શકત, પણ તારી અગાઉની પત્ની હૈયાત છે અને સાસરાના ઘર પ્રત્યે અણગમો થયો છે માટે જ તું લગ્ન કરે છે, એ વાતનો પ્રચાર હું જરૂર કરી શકત.'

' તો પછી શા માટે પ્રચાર ન કર્યો ?'

' તેથી તો કહું છું, દૈવની તને સહાય છે. આ હકિકતનો પ્રચાર કરવામાં એક વ્યક્તિના સોગંદ આડે આવે છે.'

' કોના ?'

' જેના પર રોષે ભરાઇને તું આ શુભ કાર્ય કરવા બેઠો છે.'

'કોણ, બકુ ?'

' હજી એ નામ તારાથી ભૂલાયું નથી ખરું ?' કહીને વૈદ્યનાથ હસ્યો. શરતે માથું નીચું નમાવ્યું.

વૈદ્યનાથે હસીને કહ્યું : 'સ્ત્રી જાત ખરેખર અકૃતજ્ઞ છે, એક મહિના સુધી રખડપટ્ટી કરીને હું તારા સઘળા સમાચાર મેળવી શકયો હતો, પણ હતભાગી બકુએ સોગંદ આપીને મારી બધી બાજી ધૂળમાં મેળવી દીધી.'

વૈદ્યનાથે શ્લેષપૂર્ણ કટાક્ષ સહિત શરત્ સામે જોયું. શરતે નીચી દૃષ્ટિ રાખીને જ કહ્યું : 'એણે શા માટે સોગંદ આપ્યા ?'

'સ્ત્રીના મનની વાત સમજવી મારા જેવા ગંજેરી માટે સહજ નથી ભાઇ. પણ તારે હવે ભૂખ્યા પેટે નહિ રહેવું પડે એ એક જ સાંત્વન બકુરાણીના જીવનનો આશ્રય બની ગયું છે.'

શરતનો ચહેરો ઝાંખો પડી ગયો. તે અન્ય કશી વાત કરી શક્યો નહિ.

વૈદ્યનાથ બીજે દિવસે સવારે ઉઠીને ચાલ્યો ગયો. બાપુજી મહાશયે શરત્‌ની જાનમાં આવવા માટે ઘણો આગ્રહ કર્યો, પણ વૈદ્યનાથે મહત્ત્વના કાર્યનું કારણ બતાવી વિદાય લીધી. એના જવા પછી શરતે આરામનો જાણે શ્વાસ લીધો.

વૈદ્યનાથની વાતોએ શરત્‌ના હૃદયને વિચલિત નહોતું બનાવ્યું, એમ નહોતું. બકુરાણીએ લગ્નમાં વિરોધ કરવાનો નિષેધ કર્યો છે. સ્વામીને હવે ભૂખ્યા પેટે નહિ રહેવું પડે, આ સાંત્વન મેળવીને જ તે પોતાના સઘળાં સુખો વિસર્જન કરવા તૈયાર થઈ છે. આ બધી વાતો વિચારીને શરત્‌ના હૈયે વીંછીના ડંખની યાતના થવા લાગી, પરંતુ આ યાતના સ્થાઈ ન રહી. ઘણા વિચાર પછી તેણે સ્થિર કર્યું કે વૈદ્ય-નાથની વાતો માત્ર અલીક નથી, સંપુર્ણ અલૌકિક અને અસ્વભાવિક છે. કોઇપિણ સ્ત્રી પોતાના પ્રિયતમ સ્વામીને અન્યના હાથમાં જતો ન કરી શકે. આટલો સ્વાર્થત્યાગ સ્ત્રીજાતિના પક્ષે, તેમાં ક્રોધ-મય સાસુની કન્યા માટે કદી પણ સંભવિત નથી. એટલે આ બધી વાતો કાં તો ગંજેરીના મગજની વિકૃતિમાંથી જન્મેલી છે. અથવા બકુરાણી એને ચહાતી નથી.જો બકુરાણી સ્વામીને ચહાતી હોત તો કોઈ કાળે સ્વામીને પરાયા હાથમાં જવા દેત નહિ.

આ રીતે નક્કી કરીને શરત્ પોતાના દુર્બળ ચિત્તને સબળ તો કરી શક્યો, પરંતુ લગ્ન મંડપમાં નવ વધુના ગળામાં માળા પહેરાવતી વખતે પોતાના ધ્રૂજી રહેલા હાથને કોઈપણ ઉપાયે સ્થિર રાખી શક્યો નહિ. શંખધ્વની અને શરણાઇના સુર વચ્ચે જાણે કોઈના જીવનની કરુણ રાગિણી આ આખાયે ઉત્સવને મ્લાન બનાવી રહી છે એવું શરત્ જોયા વગર ન રહી શક્યો.



૯

**આ**ઘાત લાગે એ પહેલાં એની ચોટનો અનુભવ થઇ શકતો નથી, એનો સાચો અનુભવ તો આઘાત લાગ્યા પછી જ થઇ શકે છે. શરત્ ફરીવાર લગ્ન કરવાનો છે એ સમાચાર સાંભળીને બકુરાણી એટલી વિચલિત નહોતી થઈ, બલકે આ આઘાત પોતે સહજ ભાવે સહી લેશે એવું જ તેણે મનમાં ધાર્યું હતું. પરંતુ તે સમજી શકી નહોતી કે, એ વખતે પણ કદાચ લગ્ન અટકી જાય એવી એક ક્ષીણ આશા મનમાં જાગતી હતી અને એનાજ લીધે આ આઘાત સામાન્ય હોવાનું માનતી હતી. પરંતુ વૈદ્યનાથ જે દિવસે વાસુદેવપુરથી શરત્નાં લગ્ન પાકાં થઈ ગયાના સમાચાર લઇ આવ્યો, તે દિવસે બકુરાણી સમજી શકી, આ આઘાત કેટલો ભયંકર અને મર્મવેધી છે. બકુરાણી જાણે ભાંગી પડી. આજ સ્વામીના અપમાનની કે સ્વામીના ભુખ્યા પેટની વાત હૈયે ન ચડી, એ આશ્રય વગરના સ્વામી પર ઘરના માણસો કેવો તિરસ્કાર કરી રહ્યા હતા, એ પણ મનમાં ન આવ્યું, માત્ર દબાયેલું અભિમાન અને પ્રેમનો ક્ષોભ મનમાં અનંત વેદનાઓ સાથે નાચવા લાગ્યો.

આ તરફ મા અને ભાભીનો પ્રયત્ન એવો શરૂ થયો કે, બકુરાણીના મનમાં સ્વામી પ્રત્યે માયા મમતા નહોતી, તેથી જ જમાઇને આવું અસ્વાભાવિક કાર્ય કરવા તૈયાર થવું પડયું છે. અરેરે, છોકરીનાં

કેવાં કમભાગ્ય ! આજ તે રાજરાણી હોવા છતાં રસ્તાની ભીખારણ બની ગઈ છે ! મા કન્યાના વદન સામે જોઇને લાંબો નિસાસો નાખતી, સૌદામિની મોઢું ફેરવી જતી, સગાવહાલાં સમવેદના દર્શાવતાં. પરંતુ આ સમવેદનાથી જ બકુરાણીનું હૃદય વધારે વ્યથા પામતું હતું, આ વાત એ લોકોથી સમજાતી નહોતી.

અને જ્યારે ગૃહિણી શરત્‌ની સુશીલતા, સહિષ્ણુતા વગેરેનો ઉલ્લેખ કરતી, ત્યારે બકુરાણી આંસુના વેગને રોકી શકતી નહિ અને અસાધારણ સહિષ્ણુતા રાખવાવાળો સ્વામી કેટલી વ્યથા પછી આવું કામ કરવા તૈયાર થયા હશે, એ યાદ કરીને વ્યાકુળ બની જતી. આ વ્યાકુળતા બકુરાણી પોતાના હૈયામાં જ દબાવી રાખતી, બહાર પ્રગટ થવા દેતી નહિ. શરત્ ફરીવાર પરણ્યો છે એવો કોઇ આક્ષેપ કરતું ત્યારે બકુરાણી કઠોર મનથી કહેતી, એમાં મને કશી ખોટ નથી ગઇ.

ખોટ ગઈ છે કે નહિ, એ માથી છૂપું નહોતું રહ્યું; કન્યાનું મ્લાન વદન, શુષ્ક હાસ્ય, ગંભીર વેદનાભરી દ્રષ્ટિ એ ખોટને સ્પષ્ટ કરતી.

આ સિવાય જમાઈ પ્રત્યે અસંગત વ્યવહારની સ્મૃતિ પણ ગૃહિણીના મનમાં અનુતાપ જગવતી. એટલે માના હૃદયમાં કન્યા પ્રત્યે કરુણા પ્રગટી અને એ રીતે પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થઇ. સ્નેહના કોમળ આવરણથી કન્યાના સઘળાં દુઃખ ઢાંકવાનો તે પ્રયત્ન કરવા લાગી. પરંતુ માતાની આ અસમયની ચેષ્ટા બકુરાણીને વધારે પીડિત કરી રહી હતી, એ વાત એનાથી સમજાઇ નહિ.

બકુરાણી જમવા બેસતી ત્યારે માતા એની થાળીમાં સારી સારી વાનીઓ પીરસતી—અને આગ્રહ પૂર્વક જમાડવાનો પ્રયત્ન કરતી. બકુરાણી નહોતી જમી શકતી કે નહોતી આંખના આંસુ લુછી શકતી.

મા જમાડવા માટે જેટલો આગ્રહ કરતી, બકુરાણીની વિરક્તિ એટલી જ વધી પડતી. છેવટે બકુરાણી પુરૂં જમ્યા વગર ઉભી થઇ જતી. આ જોઇને મા તિરસ્કાર કરતી. સૌદામિની કહેતી: 'બા, તમે ગમે તેટલું કરો, પણ હજી બકુબહેનનો મીજાજ જરાય ઠંડો નથી પડયો, બલકે પહેલાં કરતાં વધી ગયો છે.'

ગૃહિણી ચીડાઇને કહેતી: 'હવે મીજાજ શેનો, મીજાજ રાખવા જેવું રહ્યું છે શું ? મનની કરણી જેવું ફળ તો મળી ગયું છે.'

બકુરાણી આ સાંભળીને એકાંતમાં આંસુ ઢાલવતી.

સાંત્વન મળતું માત્ર વૈદ્યનાથ તરફથી. તે કહેતો: ' બહેન રડીશ નહિ, શરત્ સાતવાર લગ્ન કરશે તો પણ તારો ત્યાગ કરી શકશે નહિ. હું એને બરાબર ઓળખું છું.'

બકુરાણી પણ સ્વામીને નહોતી ઓળખતી, એમ નહોતું; પરંતુ હૃદય વચ્ચે વસી રહેલું નારીત્વ વારંવાર સજાગ બનીને વંટોળ ઉભો કરતું. એ જ્યારે જાગૃત થતું, ત્યારે હૃદયનું સઘળું ધૈર્ય, સ્વામી ઉપરની સઘળી સહાનુભૂતિ અદૃસ્ય થઇ જતી અને નારીત્વના કરુણ આક્રંદથી સ્વામીની નિષ્ઠુરતાનું ભયાનક ચિત્ર આંખ સામે ખડું થતું. સાથોસાથ ભયાનક અપમાનના કુંડાળામાંથી સ્વામી છટકી ગયા છે એ વાત પણ મનમાં જાગૃત થતી. સ્વામીની નિષ્ઠુરતાનો વિચાર કરીને તે જ્યારે ખૂબ જ વ્યાકુળ બની જતી, ત્યારે તે સ્વામી પર વર્ષી રહેલા અપમાનને યાદ કરી પોતાની વ્યાકુ-ળતાને હળવી બનાવતી.

પરંતુ અપમાન અને અત્યાચારનો બદલો અપમાન અને અત્યા-ચારથીજ વાળવો, એ શું માનવ નીતિશાસ્ત્રની રીતિ હશે ? બકુરાણી-ના મનમાં થતું, એકવાર સ્વામી પાસે જઇને પૂછવું, તમારી બદલો

લેવાની વૃત્તિ તૃપ્ત થઇ કે નહિ? પણ આ પ્રશ્ન કરવાનો કોઇ ઉપાય હોત, તો બકુરાણી એવો જ ઉત્તર મેળવત કે, શરત્ પોતાના પ્રયત્નમાં સંપૂર્ણ નિષ્ફળ નીવડયો છે.

બકુરાણી મન વચ્ચે અનંત વેદના ભરીને આમ દિવસો વિતાવી રહી હતી, ત્યારે અચાનક એક દિવસે વૈદ્યનાથે આવીને એને જણાવ્યું કે, 'શરત્ કલકત્તાવાસી થયો છે, અને પત્ર મારફત મને આવવાનું નિમંત્રણ પાઠવ્યું છે, નિમંત્રણની વાત સાંભળીને બકુરાણી આશ્ચર્ય પામ્યા વગર ન રહી.



## ૧૦

'સુરમા !'

'શું ?'

'તારા મનમાં શેનું દુઃખ છે સુરમા ?'

સુરમાએ કશો ઉત્તર ન આપ્યો. શરતે ફરીવાર પૂછ્યું: 'તને કઇ વાતનું દુઃખ છે સુરમા, શું મને પણ નહિ કહે ?'

ઉદાસ ગંભીર સ્વરે સુરમા બોલી : 'મને શેનું દુઃખ હોય ?'

શરતે પ્રશ્ન કર્યો: 'તો પછી તું આ રીતે ચોવીસે કલાક ગંભીર થઇને કેમ રહે છે ?'

મોઢું વિકૃત કરીને સુરમા બોલી : 'કોણ કહે છે, હું આખો દિવસ ગંભીર થઇને બેસી રહું છું ?'

'પણ મારી પાસે તો તું ગંભીર જ રહે છે.'

'રહું નહિ તો શું કરું ?'

'હાસ્ય વિનોદ ન કરી શકે ?'

'મને એવું બધું ગમતું નથી.' કહીને સુરમાએ ઘૃણાથી મોઢું ફેરવી લીધું. શરત્ એક દીર્ઘ નિશ્વાસ નાખીને મૌન ઉભો રહ્યો.

શરત્ સાવ કંગાલ હતો, એને સંપત્તિ મળી, પણ સુખ ન મળ્યું.

સ્નેહ-યત્નનો અભાવ હતો, એ પૂર્ણ કરવા ખાતર બીજી વાર લગ્ન કર્યાં, પરંતુ સ્નેહ-યત્ન ન મળ્યાં. તૃષાતુર થઇને સાગર પાસે પહોંચી ગયો, પાણી મળ્યું, પરંતુ તૃષા શાંત ન થઈ, માત્ર કડવા અને ખારા જળથી ગળામાં દાહ ઉત્પન્ન થયો. દારૂણ તાપથી બળીજળીને વરસાદની ઇચ્છા કરી, વાદળ ઉઠયાં, પરંતુ સ્નિગ્ધતા ન મળી, વજ્રની તીવ્ર જ્વાળામાં હૃદય સળગી ગયું. હાય માનવીનું ભાગ્ય!

જે રીતે વર્ષાના ઘનઘોર દિવસોમાં સૂર્યના કિરણોનું માધુર્ય નજરે પડે, તે રીતે સુરમાના સ્નેહશૂન્ય વ્યવહાર વચ્ચે બકુરાણીના મીઠા વ્યવહારની સ્મૃતિ શરત્‌ના મનમાં જાગ્યા કરતી. બકુરાણીના વ્યવહારમાં કઠોરતા તો હતી, પણ એ કઠોરતા આવી સ્નેહશૂન્ય નહોતી. બકુરાણીની કઠોરતા પાછળ સ્નેહની એવી પવિત્ર ધારા ગુપ્તભાવે વહ્યા કરતી કે સંકટ વચ્ચે શરત્ સાવ ધૈર્યહીન બની જતો નહિ. ઘવાયેલા હૃદયની વ્યથા જ્યારે અસહ્ય થઇ પડતી, ત્યારે બકુરાણીના હૈયે છૂપાયેલી પ્રેમધારા, એક પ્રકારનો કોમળ પ્રલેપ લગાવીને અંતરની સઘળી વ્યથા એક જ પળમાં શાંત કરી દેતી. અને સુરમા! એ તો માત્ર વ્યથા દઇ જાણે છે, સાંત્વન દેવું નથી જાણતી; આઘાત દઇ શકે છે, આઘાત ઉપર પ્રલેપ આપી શકતી નથી. શરત્‌ની આંખ સામે ઐશ્વર્ય જાણે ઉપહાસ અને પૈસો જાણે દુઃખના સાધન રૂપ બની ગયેલ.

શરત્‌નો જન્મ કલકત્તામાં થયો હતો, કલકત્તામાં જ તે ઉછરેલો હતો; એટલે થોડા દિવસોના ગ્રામવાસ પછી ગામડું એને મન સાવ અસહ્ય થઈ પડયું. પરંતુ વૃદ્ધ બાપુલી મહાશય અને એમની સંપત્તિનો ત્યાગ કરીને ચાલ્યા જવું એને ન રૂચ્યું, ગમે તેમ તે દિવસો વિતાવવા લાગ્યો. પરંતુ એનું આ દુઃખ લાંબો સમય ન રહ્યું. વૃદ્ધ બાપુલી મહાશય જાણે પોતાની સંપત્તિ શરત્‌ને દેવા માટે જ રાહ જોઈને જીવી રહ્યા હતા. શરત્‌ના લગ્ન કર્યા પછી જે દિવસે બાપુલી મહાશયે

પોતાની સંપત્તિનું વીલ શરત્‌ના નામે લખી દીધું, ત્યારપછી થોડાજ દિવસોમાં તેઓએ મૃત્યુશય્યાનો આશ્રય લીધો અને શરત્‌ને આશીર્વાદ આપીને નિશ્ચિંત મન સાથે તેઓ આ સંસાર છોડીને વિદાય થયા.

શરતે વૃદ્ધનું શ્રાદ્ધ કાર્ય પુરૂં કર્યું. ત્યાર પછી જમીન જગ્યા વગેરે સઘળુ વેચી, સુરમાને લઈ તે કલકતા ચાલ્યો આવ્યો. તેણે પહેલાં તો ભવાનીપુરમાં સાસરાના મકાન પાસે જ કોઈ મકાન ભાડે લઈને રહેવાનો વિચાર કર્યો હતો. પરંતુ કલકત્તા ગયા પછી એનો એ વિચાર કોણ જાણે કેમ ફરી ગયો અને દર્જીપાડામાં એક મકાન ભાડે લઈ રહેણાક સ્થિર કર્યો. ઘરમાં રસોયણ, દાસી, નોકર વગેરે માણસો વસાવ્યાં. સરતામાં એક ગાડીઘોડો ખરીદ કર્યો. શેઠાઈના જેટલાં સાધનો જોઈએ તેટલાં સાધનો તેણે ખડાં કર્યાં, માત્ર બે વસ્તુ તે ખરીદી શકયો નહિ–સુખ અને શાંતિ.

પૈસો, સ્વાધીનતા, રૂપ લાવણ્યમયી પત્ની, બધું શરત્‌ મેળવી શકયો હતો, પરંતુ પત્નીનું હૃદય પામી શકયો નહિ. કોઈ કાળ ચોઘડીએ પુષ્પ શય્યાની મધુરજની વખતે તેણે સુરમા સમક્ષ પોતાના પ્રથમ લગ્નની વાત કરી નાખી હતી. આ વાત તેણે ઇચ્છાપુર્વક નહોતી કરી, પરંતુ સુરમા સાથેની પ્રથમ રજની વખતે શરત્‌ના હૈયામાં બકુરાણી સાથેની પ્રથમ રજનીની સ્મૃતિ શરત્‌–પુર્ણિમાની જ્યોત્સના માફક ખીલી ઉઠી, કોઈ પણ ઉપાયે તે પોતાના હૃદય–આવેગને રોકી શકયો નહિ; શરમથી અવનત વદને બેઠેલી નવવધુ સામે બેસીને, પોતાના ભૂતકાળની દર્દભરી વાત તેણે વ્યક્ત કરી અને સહાનુભૂતિ તેમજ કરુણાની યાચના કરી. પરંતુ ભિક્ષા ન મળી; એને બદલે શરમથી નીચું જોઇ રહેલી નવવધુ એકાએક ઘવાયેલ સિંહણ માફક ગર્જી ઉઠી, મધુમયી રજનીનું સઘળું માધુર્ય, સઘળી શોભા વિષાદના ધગતા નિશ્વાસમાં પરિવર્તન

પામી. તે જ દિવસથી સુરમાનું હૃદય પામ્યા વગરનું રહી ગયું.

ત્યાર પછી શરતે ઘણા પ્રયત્ન વડે પોતાનો અનુરાગ જણાવી સુરમાનું હૃદય મેળવવાનો પ્રયાસ કર્યો, પરંતુ એ પ્રયાસમાં સફળતા ન મળી; ઘણા પ્રયત્નથી પણ તે સુરમાનું હૃદય ન જીતી શક્યો. માત્ર એક પ્રકારની રૂપમાધુરી અનુરાગની તૃષા જાગૃત રાખીને નયન સામે વિચરવા લાગી. જાણે એકાદ લોહીમાંસ વગરનું હાડ-પીંજર માત્ર શુન્ય સજીવતા ધારણ કરીને દિવસ–રાત ઉપહાસના અટ્ટહાસ્ય સાથે સંસારને ભીષણ કરી રહ્યું હતું. શરતે હતાશ થઇને વિચાર્યું, સુખ નામની વસ્તુ શોધી મળતી નથી.

આવું વિચારવા છતાં પણ શરત્ સુખની શોધના પ્રયાસમાં પાછો ન પડ્યો. કોઇ પાછું પડયું છે? અપ્રાપ્ય જાણવા છતાં પણ સુખના અનુસંધાનનો પ્રયત્ન સહુ કર્યા જ કરે છે.

શરત્ પત્નીને કલકતામાં લઇ આવ્યો; એના સુખની સામગ્રીઓ એક પછી એક ભેગી કરી દીધી; વસ્ત્ર, અલંકાર, દાસદાસી, રસોયણ વગેરે કોઇ પાંતીનો અભાવ ન રાખ્યો. નાટક, સીનેમા, સર્કસ વગેરેમાં પત્નીને લઇ જવા માંડયો, ગાડીમાં સાથે રાખીને હંમેશ ફરવા જવા લાગ્યો, વાંચવા માટે ઘણી નવલકથાઓ લાવી દીધી. પરંતુ જે દેવીની પ્રસન્નતા મેળવવા માટે આ બધી તૈયારી કરી હતી, તે દેવી પ્રસન્ન ન થઇ.

આટલેથી પણ શરતના મનમાં રહેલી પ્રતિહિંસાની પ્રવૃતિ તૃપ્ત ન બની. એની ઇચ્છા હતી, સુરમાને સાથે લઇને એકવાર ગોકુળ-બાબુના ઘેર જઇ આવવું. પરંતુ સુરમા સમક્ષ આ વાત રજુ કરતાં જ સુરમા છંછેડાયેલી નાગણ માફક ગર્જી ઉઠી અને હાલ તુરત માટે શરતને એ ઇચ્છા રોકવી પડી. ત્યારપછી ચાહીને તે પોતે જ

એક દિવસ મોટર ભાડે કરીને બકુલતલા રોડ ઉપરથી નીકળ્યો; પણ ગોકુલબાબુના મકાનની બારીમાંથી કોઇએ શરત્‌ને જોયો કે નહિ એ જાણી શકાયું નહિ. ગલીના નાકા પર એક મિનિટ સુધી શરતે મોટર ઉભી રાખી પણ ગોકુલબાબુના મકાનમાંથી કોઇ બહાર ન નીકળ્યું. વિરક્તિભર્યા મન સાથે શરતે ગાડી ચલાવવાની આજ્ઞા આપી. કોની ગાડી, શા માટે આવી, કેમ ઊભી રહી, ક્યાં ચાલી ગઇ વગેરે વાત જાણવા માટે કોઇ પડોશી પણ વ્યગ્ર ન બન્યો. શરતે વિચાર્યું, લોકો કેટલા પ્રમાદી છે! જે ઘોષાલ અદા શેરીના નાકાના ઓટાપર સવારથી સાંજ સુધી બેઠા બેઠા હુક્કો પીધા કરતા, તે પણ આજ ત્યાં નહોતા બેઠા. શું વૃદ્ધ મરી ગયો હશે? છેવટે શરતે વિચાર્યું, જે દિવસે મેલાઘેલા પોષાકમાં બહાર નીકળતો તે દિવસે સ્નેહી-મિત્રો ન હોય ત્યાંથી આવી મળતા, આજ ટાપટીપ કરીને મોટરમાં બેસીને નીકળ્યો ત્યારે કોઇનો મિલાપ ન થયો. સંસારના લોકો કેટલા અજ્ઞાની છે!

ઘણા મનોમંથન પછી એક દિવસે રાતે પોતાને ત્યાં મિત્રોનો ભોજન સમારંભ ગોઠવ્યો અને વૈદ્યનાથને ખાસ નિમંત્રણ પાઠવ્યું. વૈદ્યનાથ સિવાય ઘરના બીજા કોઇ માણસને નિમંત્રણ આપવાનું સાહસ એનાથી થઇ શક્યું નહિ. વૈદ્યનાથ આવીને નિમંત્રણ સાચવી ગયો. પરંતુ તેણે શરત્‌ની ઉન્નતિ સંબંધી જરાપણ ઉલ્લાસ ન દર્શાવ્યો, તેમ શરત્‌ના વ્યવહારથી ઘરમાં કોઇ દુ:ખી થઇ ગયેલ છે એની પણ કોઈ વાત ન કહી. જેના અંતઃકરણ પર આઘાત દેવા ખાતર આ ભોજન સમારંભ ગોઠવ્યો હતો, તેના અંતઃકરણમાં જરાયે વ્યથા ન થાય તો પછી આ બધા આયોજનની કિંમત શી? શરતનો પરિશ્રમ નિષ્ફળ ગયો, બદલો લેવાની વૃતિ તૃપ્ત ન થઇ. લાભમાં એટલું જ થયું કે સુરમાએ શરત્‌ની વેદનાને બમણી વધારી મૂકી.

બકુરાણી પાસે શરતના પગારના પચીસ રૂપિયા સાત આના પડયા હતા. એક દિવસે વૈદ્યનાથ એ રૂપિયા પાછા આપવા આવ્યો. શરતે ગર્વપૂર્વક કહ્યું: ' મારી પાસે હવે પૈસાનો તોટો નથી, આ પૈસા બકુ ભલે રાખે. '

વૈદ્યનાથ પૈસા પાછા લઇ ગયો. પરંતુ બીજે દિવસે ફરીવાર આવી ને બોલ્યો : ' બકુરાણીએ એક પૈસો રાખીને બાકીના પૈસા પાછા મોકલાવ્યા છે. એણે કહ્યું છે, હું સ્ત્રી છું, મારે પૈસાની આવશ્ય-કતા નથી.'

શરતે ક્રોધથી નયનો વક્ર કરી રૂપિયા લઇ લીધા. પરંતુ તે જ દિવસે તે સમજી શકયો, બંને દિશામા રહેલાં બંને હૃદયમાં કોઇ ઠેકાણે પોતાનું સ્થાન નથી. શરત્ પોતાના દુર્ભાગ્યનું સ્મરણ કરીને ખૂબ જ ગભરાઇ ગયો.



## ૧૧

**દરજીપાડામાં** બકુરાણીની એક માસી રહેતી હતી. માસીની નાની છોકરીના લગ્ન પ્રસંગે બકુરાણી મા સાથે ત્યાં ગઇ હતી. લગ્ન પછી મા ચાલી ગઈ, માસીના આગ્રહથી બકુરાણીને થોડા દિવસ માટે રોકાવું પડ્યું.

પ્રાય હંમેશ સંધ્યાસમયે બકુરાણી અગાસી પર આવીને ફરતી અને બાજુના જ એક મકાનની અગાશી પર એક સોળ સતર વર્ષની યુવતીને ફરતી જોતી. એ યુવતીની રીતભાત અને પહેરવેશ કોઇ મોટા માણસની સ્ત્રી જેવો હતો, એટલે ઇચ્છા હોવા છતાં પણ બકુરાણી એની સાથે વાતો કરવા સાહસી નહોતી થતી, માત્ર એના હંમેશના પોષાક પ્રત્યે અને એના ગર્વિત વ્યવહાર પ્રત્યે જોયા કરતી. યુવતીના આ રીતના વ્યવહારથી બકુરાણી કંઇક વિરકત થતી, પણ સાથોસાથ એની સાથે વાતો કરવાની ઇચ્છા પણ પ્રબળ થતી. પરંતુ ચાહીને એક અપરિચિત સ્ત્રી સાથે વાતોનો પ્રસંગ પાડતાં તે અચકાતી.

એક દિવસે આ સંકોચ દૂર થઇ ગયો. બકુરાણી અગાશીની કોર પાસે જ ઉભી હતી. બાજુની અગાશી પર ફરી રહેલી યુવતીએ અચાનક બકુરાણી સામે દૃષ્ટિ કરી. બંનેની દૃષ્ટિ મળી ગઈ. યુવતીએ આછા હાસ્ય સહિત ધીરે ધીરે પ્રશ્ન કર્યો: "તમે આ મકાનમાં નવાં આવ્યાં લાગો છો કેમ?" બકુરાણીએ પણ હસીને ઉત્તર આપ્યો: 'હા, આ મારાં માસીનું ઘર છે.'

'તમારું ઘર કયાં આવ્યું ?'

'ભવાનીપુરમાં.'

'આ લોકોને ત્યાં લગ્ન પ્રસંગે આવ્યાં છો ?

'હા.'

યુવતી મૌનભાવે બકુરાણીના ચહેરા સામે જોઇ રહી. બકુરાણીએ હસતા વદને પ્રશ્ન કર્યો. ' આ મકાન તમારું છે ? '

યુવતીએ મોઢું વક્ર કરીને કહ્યું: ' હા, ઘરનું નથી, ભાડૂતી છે. ભાડું પણ ઓછું નથી, મહિને પચાસ રૂપિયા. '

'હા, પણ મકાન સરસ છે.'

યુવતીએ કહ્યું: 'હા મકાન તો ખૂબ સારું છે. તેથી જ એમણે આટલું ભાડું આપવાનું સ્વીકાર્યું છે. ખરાબ મકાનમાં એ રહી શકતા નથી. ખરું કહું તો હું પણ જેવા તેવા ઘરમાં રહી શકતી નથી.' કહીને યુવતીએ ગર્વભર્યું હાસ્ય કર્યું. બકુરાણીએ કેવળ મૌનભાવે માથું હલાવ્યું. યુવતી બોલવા લાગી : 'ઘરમાં હવા પ્રકાશ પુષ્કળ છે, ઓરડાઓ પણ ખૂબ મોટા છે. તમે એકવાર મારા ઘેર બેસવા ન આવી શકો ? '

મૃદુ હાસ્ય સહ બકુરાણીએ ઉત્તર આપ્યો : 'જરૂર આવીશ.'

યુવતી કંઇક કહેવા જતી હતી, ત્યાં અગાસીની સીડી પરથી નોકરડીએ સાદ કરતાં કહ્યું : 'બેન, તમે ઉપર ફરવા આવ્યાં છો, અહીં ભાઇ તમને શોધી શોધીને હેરાન થઇ ગયા છે.'

'તારા શેઠ આવ્યા છે તે હું આવીને શું કરું ? તમે બધા નથી ?' યુવતીએ કહ્યું.

દાસી બોલી : 'વાહરે, કેવી વાત, ગમે તેમ તોય તમે ઘરના ધણીયાણી છો. અમે શું કરીએ કહો જોઉં ?'

બકુરાણી સામે જોઇને યુવતી બોલી : 'આવું છે બેન, જ્યાં સુધી ઘરમાં હોય છે, ત્યાં સુધી મારાથી ક્યાંય બહાર પગ પણ મૂકી શકાતો નથી.'

ઉત્તરમાં બકુરાણી હસી. યુવતીએ કહ્યું : 'કાલ બપોરે આવજો. આવશો ને ?'

બકુરાણીએ સમ્મતિ દર્શાવી. યુવતી 'જાઉં છું ત્યારે.' કહીને નીચે ચાલી ગઇ. બકુરાણી પણ ધીરેધીરે નીચે ઉતરી ગઇ.

બીજે દિવસે જમ્યા પછી બકુરાણી જવું કે નહિ એ વિચારી રહી હતી; ત્યાં બાજુના ઘેરથી દાસીએ આવી આમંત્રણ આપ્યું. બકુરાણી માસીની અનુમતિ લઇને દાસી સાથે વિદાય થઇ; તે બાજુના ઘરમાં બેસવા તો ગઇ, પણ એને ખબર નહોતી એ ઘર સ્વામીનું છે, અને એ યુવતી પોતાની શોકય છે. ન જાણવા છતાં પણ ઘરમાં દાખલ થતાં જ એના હૈયામાં આછો કંપ થયો.

સુરમાએ બકુરાણીનો ખૂબ આદર કર્યો. બકુરાણીએ જોયું, મકાન ઘણું મોટું ન હોવા છતાં ખૂબ સરસ રીતે શણગારાયેલું છે. બહાર બેઠક છે, ઉપર બેઠક છે, શયનગૃહ છે, બધા ખંડ સારી રીતે શણગારેલા છે; કોચ, ટેબલ, આરામ ખુરશી, કબાટ, દેશી વિલાયતી છબીઓ વગેરેથી ઓરડા શોભી રહ્યા છે. કબાટમાં અંગ્રેજી અને બંગાળી પુસ્તકો ભર્યાં છે. બકુરાણી મનમાં ને મનમાં ગૃહસ્વામીની પ્રસંશા કર્યા વગર રહી શકી નહિ. સુરમાએ બકુરાણીને એક પછી એક બધા ખંડ બતાવ્યા, કઇ ચીજ કેટલામાં ખરીદી છે એ પણ

જણાવ્યું. તેણે એક એક ચિત્રની એટલી કિંમત બતાવી કે, બકુરાણી સાંભળ્યા પછી મહામહેનતે હાસ્ય રોકી શકી.

વાતવાતમાં બકુરાણીએ યુવતીનો કેટલોક પરિચય મેળ-વ્યો. યુવતીનું નામ સુરમા; ગામડામાં તેનું ઘર, બે એક મહિનાથી તેઓ અહિં આવ્યા છે. એના સ્વામી નોકરી નથી કરતા, ધંધો કરે છે. નોકરી તો પારકી ગુલામી છે, ગૃહસ્થ માણસો શું આવું હલકું કામ કરે? આટલા ખાતર એના સ્વામી વીસ હજાર રૂપિયા આપીને એક કારખાનાના ભાગીદાર થયા છે. આ મકાનમાં તેઓ વધુ સમય રોકાવાના નથી, એકાદ ઘરનું મકાન ખરીદવાનો વિચાર કર્યો છે. બે ત્રણ મકાન જોયાં છે, પણ હજી વાત પાકી થઇ શકી નથી. અહિં આવ્યા પછી એના માટે ત્રણ દાગીના તૈયાર થઇ શકયા છે, એક નેકલેસ, એક જોડી હીરાના એરીંગ, બે જોડી મોતીની બંગડીઓ. નેકલેસ એને પસંદ નથી પડયો. બાર તોલાનો શું નેકલેસ હોય? વીસ તોલા વજનનો નેકલેસ હોય તો જ સારો કહી શકાય. બાબુએ કહ્યું છે, એવો નેકલેસ કરાવી આપીશ.

આ બધી વાત કર્યા પછી સુરમાએ કહ્યું: 'અહિં બધું સારું છે, પણ બહેન, માણસનું મોઢું જોવાનો ઉપાય નથી. અમારે ગામ-ડામાં તો આસપાસના મહોલ્લાના માણસો બેસવા પણ આવે, અહિં તો બાજુના મકાનના માણસો પણ કશી સંભાળ ન રાખે. આ બે મહિનામાં આજ તમારી સાથે જ પહેલો પરિચય થયો છે.'

બકુરાણીએ હસીને કહ્યું: 'મારો પરિચય પણ ખોટો થયો છે. હું અહિં કેટલું રોકાઇ શકીશ?'

સુરમાએ વ્યસ્તતા સહિત કહ્યું: 'ઓમા, શું એમ છે? ના બહેન, તમે અહિં થોડા દિવસ રોકાજો.'

'રોકાઉં તો પણ દસ પંદર દિવસથી વધારે નહિ. દરમ્યાન મારા બાપુ મને તેડાવી લેશે.'

સુરમાએ પ્રશ્ન કર્યો : 'તમે બાપના ઘેર કેમ રહો છો ? સાસરે નથી જતાં ?'

બકુરાણીએ હળવી અકળામણ સહિત કહ્યું : 'હા, ના, જઉં તો છું. પણ જવાની જરૂર નથી પડતી.'

સુરમાએ કહ્યું : 'કેમ, તમારા સ્વામી પણ અહિં તમારા પિતાની સાથે જ રહે છે કે શું ?'

'હા વખતે વખતે રહે છે.'

'ઘર જમાઇ તરીકે ?'

'લગભગ એવું જ.' કહીને બકુરાણી ઝાંખુ હસી. ત્યાર પછી સુરમાએ ઘણા પ્રશ્નો કર્યા, તમારા સ્વામી શું કરે છે, એમને કેટલો પગાર મળે છે, ઘર જમાઈ તરીકે શા માટે રહ્યા છે, વગેરે. આના જવાબમાં બકુરાણીએ કહ્યું, એ નોકરી કરે છે, પગાર ઓછો છે, એથી જ એમને ઘર જમાઇ તરીકે રહેવું પડે છે; પગાર વધશે અટલે પોતે જૂદું ઘર રાખશે. આ રીતે પરિચય આપી બીજે દિવસે આવવાનું કહી બકુરાણીએ વિદાય લીધી. તેણે માસીને ઘેર આવીને જોયું વૈદ્યનાથ મામા આવીને રાહ જોતા બેઠા છે. તેણે પૂછ્યું : 'કયારના આવ્યા છો મામા ?'

'ઘણીવાર થઇ બહેન. તું કયાં ગઇ હતી ?'

બકુરાણીએ આંગળી ચીંધીને કહ્યું : 'આ પડખેના ઘેર બેસવા ગઇ હતી.'

ચમકીને વૈદ્યનાથે કહ્યું : 'બાજુના ઘેર ?'

બકુરાણીએ મામાની ચમક પ્રત્યે લક્ષ્ય ન આપતાં કહ્યું : ' હા, બાજુના ઘેર. એ ઘરની વહુએ મને બોલાવી હતી. વહુ બહુ સારી છે મામા, જરા મીજાજી લાગે છે.'

વૈદ્યનાથ નિરુત્તર બેસી રહ્યો. તે જાણતો હતો, બાજુનું ઘર કોનું છે. ત્યાં બકુરાણી બેસવા ગઇ હતી એ સાંભળીને તે જરા ગભરાયો હતો. બકુરાણીએ પ્રશ્ન કર્યો : ' શું તમે મને તેડવા આવ્યા છો ?'

' કેમ, આવવું નથી ?'

બકુરાણીએ ધરતી સામે દ્રષ્ટિ રાખીને હસતા હસતા કહ્યું : ' થોડા દિવસ અહિં રહું તો ?'

માસીએ પણ બકુની વાતમાં સહકાર આપ્યો, કહ્યું : ' હા હા, થોડા દિવસ ભલે રહે. તેડાવવાની આટલી બધી ઉતાવળ શા માટે ? ત્યાં જઇને બકુ શું કરવાની હતી ?'

' તો ભલે રહે.' વૈદ્યનાથે કહ્યું.

બકુરાણીએ જરા વિચારીને કહ્યું : ' પણ બાપુજીને તો ખોટું નહિ લાગે ને ?'

વૈદ્યનાથે કહ્યું : ' ના ના, ખોટું શા માટે લાગે ? હું એમને સમજાવી દઇશ.'

નિરાશાના ગાઢ અંધકાર વચ્ચે જાણે આશાની આછી પ્રકાશ રેખા જોઇને વૈદ્યનાથ કંઇક પ્રફુલ્લચિત્તે પાછો ફર્યો.



## ૧૨

**બીજે દિવસે** પણ બકુરાણી સુરમાને ત્યાં બેસવા ગઈ. શરતના દિવાનખાનામાં બેસીને સુરમા સાથે વાતો કરતાં કરતાં અચાનક એક બાઇન્ડિગ કરેલા પુસ્તક પ્રત્યે એની નજર ખેંચાણી. પુસ્તકની પીઠ પર સોનેરી અક્ષરે લખ્યું હતું, શ્રી શરતચંદ્ર ગંગોપાધ્યાય. આ અક્ષરો વાંચતાં જ બકુરાણી ચમકી ઉઠી અને વાતચિતમાં વારંવાર તે એ ગ્રંથ પ્રત્યે જોવા લાગી. સુરમા એ વખતે પોતાના પિયરના અતુલ ઐશ્વર્યની અને માબાપના અપરિમેય સ્નેહની વાત કરી રહી હતી. બકુરાણી વાત સાંભળતી હતી, પણ વાતમાં મન પરોવી શકતી નહોતી, અને વાત કહેતાં કહેતાં સુરમાના ચહેરા પર એક પ્રકારના ગૌરવનો પ્રકાશ ખીલી ઉઠતો હતો, તે પણ જોઈ શકતી નહોતી. એનું લક્ષ્ય હતું સામેના પુસ્તક ઉપર.

પરંતુ એક નામના મનુષ્યો શું ગામમાં ન હોય? બકુરાણીના મહોલ્લામાં જ બે યોગેશ દત્ત છે, ત્રણ હરિબાબુ છે, પરંતુ તેણે સાંભળ્યું હતું, શરત્ ગામડામાંથી પરણીને પત્ની સહીત કલકત્તા આવેલ છે. સુરમાનું પિયર પણ ગામડામાં છે અને તે એએક મહિનાથી જ પોતાના સ્વામી સાથે કલકત્તા આવી છે. બકુરાણીનું મન સંશયના ઝૂલે ઝૂલવા માંડ્યું. એકવાર મનમાં થયું, સુરમાને એના સ્વામી માટે પૂછું. પરંતુ એ રીતે પૂછી

શકાયું નહિ. આ સંશય જાગ્યા પહેલાં તે જરૂર સંકોચ વગર આ વાત પૂછી શકત, પરંતુ હવે પૂછતાં હૈયું ન ચાલે.

સાંભળનારનું વાતમાં ચિત્ત નહોતું છતાં પણ સુરમાની વાતોનો વિરામ નહોતો અને એ એક દરિદ્ર માબાપની કન્યા હોવા છતાં પણ પોતાના પિતાને એકાદ નાના જમીનદાર માફક ગણાવવા લાગી. એને પાકો વિશ્વાસ હતો કે કલકત્તામાં રહેનારી આ નારી કોઇ પણ દિવસે હુગલી જીલ્લામાં આવેલા નાના શુકનાગાછી ગામડામાં જઇને મારા પિતાનો પરિચય મેળવવાની નથી. એટલે તે નિર્ભય ચિત્તથી પોતાને એક તવંગર પિતાની પુત્રી તરીકે ઓળખાવી ખૂબ જ ગૌરવ લેવા લાગી.

પરંતુ અચાનક વૃદ્ધ નોકરીઆણીએ આવીને સુરમાના ગૌરવ –સુખમાં વિઘ્ન ઊભું કર્યું. દાદર પર ચડતાં ચડતાં તે ઉચ્ચ સ્વરે બોલી: 'અરે બેન, તમે બપોરના ઉપર ચડીને વાતોમાં પડયા છો, અને શેઠ ગઇ કાલના બહાર ચાલ્યા ગયા છે, એની કશી સાર સંભાળ પણ કઢાવી નથી. ઝઘડો થયો હોય તે શું થયું, પુરુષ રોષે ભરાઈ ચાલ્યો જાય, એટલે શું તમારે પણ નિશ્ચિંત થઇને બેસી રહેવું જોઇએ? સ્ત્રી જાતને રોષ રાખવો શું સારો છે બેન?'

વાતો વચ્ચે વિરામ લઇને સુરમાએ એકવાર ઠકુરાણી સામે ઝાંખા વદને જોયું. ત્યાર પછી દાસી તરફ ફરીને ક્ષુદ્ર સ્વરે કહ્યુઃ 'સારા નર-સાની મને ખબર પડે છે, તું તારે તારૂં કામ સંભાળ. પુરુષ રોષે ભરાઇને કયાં જાય, એની તપાસ રાખવા શું મારે વાટેઘાટે ઘુમવા જવું? મોત નહિ તો, મારા સામેથી ચાલી જા.'

દાસી નજીક ન આવી શકી; તે પોતાના મનથી ગજ ગજ ઉછળતી, આ કલિયુગમાં કોઇને સાચી વાત ન કહેવી જોઇએ એવું કહેતી ચાલી

ગઇ. એના જવા પછી સુરમાએ બકુરાણી સામે જોઇને હળવા હાસ્ય સહિત કહ્યું: 'નોકરાણીઓનો પણ વિચિત્ર સ્વભાવ હોય છે, દરેક વાતમાં પોતાનું ડહાપણ દેખાડયા વગર ન રહે.'

મૃદુ હાસ્ય સહિત બકુરાણીએ પ્રશ્ન કર્યો: 'તમારા સ્વામી શું ખૂબ ક્રોધી સ્વભાવના છે?'

'વાતવાતમાં ક્રોધ કરે છે બેન, તમેજ કહોને હું એમને શોધવા કયાં જાઉં?'

બકુરાણીએ કહ્યું: 'નોકરડીના ડહાપણની સીમા જ નથી લાગતી.'

આટલું કહીને બકુરાણીએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. એને યાદ આવ્યું, પોતાના સ્વામી પણ એક દિવસે આ રીતે જમ્યા વગર ચાલ્યા ગયા હતા, એ માટે હૃદયમાં પ્રબળ વેદના હોવા છતાં પણ પોતે એમને શોધવા બહાર નીકળી શકી નહોતી. હાય, બળહીન રમણી! સુરમાના માનસિક ઉદ્વેગના બોજનો અનુભવ કરીને બકુરાણીએ પણ અંતરમાં વ્યથા અનુભવી.

એના અચાનક ઝંખવાયેલા વદન સામે જોઇને સુરમા ખૂબજ શરમાઇ ગઇ. નોકરડી સાવ અક્કલ વગરની છે. છી છી, સ્વામી સ્ત્રીના ઝઘડાની વાત ખુલ્લી કરીને ડોશીએ સુરમાને બકુરાણી સામે સાવ નાની બનાવી દીધી. એના મનમાં થયું, ડોસીને અત્યારે ને અત્યાયે ઘરમાંથી તગડી મૂકું. પરંતુ એ તો પછીની વાત છે. અત્યારે તો ઉપસ્થિત થયેલી શરમમાંથી છૂટવા માટે ઘડીભર બકુરાણીને બેસવાનું કહી તે એકાદ કામના બહાને એકદમ નીચે ચાલી ગઇ.

સુરમાના ગયા પછી બકુરાણી સ્થિર નેત્રે પુસ્તકના નામ સામે જોઇ રહી. એના મનમાં થયું, એક વાર પુસ્તક હાથમાં લઇને જોવું. પણ પુસ્તક જોઇને શી ખબર પડે? એટલે તે ઉઠીને ટેબલ પરના

કાગળો ફેરવવા લાગી. સામે જ એક નાની ચોપડી પડી હતી. ઘર-ખરચના હીસાબની ચોપડી હતી; પણ એ ચોપડી પરથી બકુરાણી પોતાની દૃષ્ટિ ફેરવી શકી નહી; હીસાબની ચોપડીનું પાનું ખોલતાં જ એની તમામ ઇન્દ્રિયો જાણે અવશ બની ગઈ અને દૃષ્ટિ મર્યાદામાં એ ચોપડી સિવાય વિશ્વની કોઈ હસ્તી જ ન રહી. આ શું, આ તો એમના જ ચિર–પરિચિત હસ્તાક્ષર છે, એમણે જ પોતાના હાથે આ બધું લખ્યું લાગે છે. બકુરાણીનો શ્વાસ જાણે રૂંધાવા માંડયો, છાતીના વેગવંત બની ગયેલા ધબકારા જાણે એના કાન સાથે જ અથડાવા લાગ્યા.

થોડી વાર પછી સુરમા બેઠકમાં દાખલ થઈ. પરંતુ આ વખતે બકુરાણી–સુરમા સામે સ્થિર નજર કરીને જોઈ શકી નહિ. એના મનમાં થયું, દૃષ્ટિમાંથી સખીત્વના બદલે ઈર્ષાની જ્વાળા નીકળી રહી છે, કદાચ સુરમા હમણા જ આ પરિવર્તન જોઈ જશે. તે ત્યાં વધુ વાર ઉભી પણ ન રહી શકી, એકદમ રજા લઇને છટકી ગઈ. મકાન બહાર નીકળીને જાણે તેણે આરામનો શ્વાસ લીધો. કેવો સર્વનાશ, આ એનાજ સ્વામીનું ઘર, અને ત્યાંજ પોતે અતિથિ ભાવે હાજર થઈ હતી. આ વિચાર આવતાં જ બકુરાણીના દેહ પર જાણે કંટક ભોંકાવા લાગ્યા. બકુરાણીએ મનમાં મનમાં પ્રતિજ્ઞા કરી, હવે જીવન પર્યંત આ મકાનના પગથીયે પગ પણ નહિ મૂકું.

પરંતુ સુરમા એને બેસવા માટે બોલાવશે તો કયા બહાને ના પાડી દેવી ? શું એમ કહેવું કે, હવે હું નહિ આવું ? તારૂં ઘર એ મારા સ્વામીનું ઘર છે, તું મારી શોકય છે, આ વાત શું સુરમા આગળ સ્પષ્ટ રીતે કહી દેવી ? નાના, આવું તે કહી શકાય ? એ કરતાં તો અહીંથી ચાલ્યા જવું એ જ સારૂં છે.

બકુરાણીએ ઘરમાં આવી માસીને કહ્યું : 'માસીબા, મારી ઇચ્છા ભવાનીપુર જવાની છે.'

માસીએ આશ્ચર્ય પામતાં કહ્યું : 'વાહ, આ વળી નવી વાત ! હજી કાલે જ વૈદ્યનાથ આવ્યો હતો, એને મોઢે તો અહિં થોડા દિવસ રોકાવાનું જણાવ્યું છે. વળી એટલી વારમાં શું થઇ ગયું ? કેમ બકુ, અહિં શું કોઇ વાતનું દુઃખ છે ?'

'કષ્ટ તો કશું નથી, પરંતુ આપણી બાજુમાં જેનું ઘર છે, એની પાસે હું કેવી રીતે રહી શકું ?' આ શબ્દો બકુરાણી કહી શકી નહિ. તેણે માસીની વાતથી લજ્જા પામીને જણાવ્યું : 'અહિં મને કશું દુઃખ નથી, પરંતુ મારા બાપુજી માટે મને ખૂબ જ ચિંતા થાય છે.'

માસીએ કહ્યું : 'સારું. કાલ નરેનને તારા બાપુ પાસે મોકલીને તેડી જવાનું કહેવરાવીશ. પણ તને કોઇ પાંતીનું દુઃખ હોય તો કહેજે હો બેન.'

બકુરાણીએ હસીને કહ્યું: 'તમે પાગલ થયાં છો માસીબા.'

રાતના સમયે શય્યામાં પડયા પડયા બકુરાણીએ અનેક વિચારો કર્યાં. જે સ્વામીએ એનો ત્યાગ કર્યો છે, માત્ર ત્યાગ કરીને શાંત નથી થયા, એના સ્થાને એક અન્ય સ્ત્રીને બેસાડી છે, આજ તે સ્વામી સાવ નજીક છે ! જેને એક જ વખત જોવા માટે લગભગ એક વર્ષથી તે દારૂણ ઉત્કંઠા પોષી રહી છે, અત્યારે પોતે ઇચ્છે તો સ્વામીને જોઇ શકે છે; પોતે પણ સ્વામીને મળવા જઈ શકે છે. બકુરાણીના મનમાં થયું, એકવાર એમની સામે જઇને પૂછું: 'કેમ, હવે તો તમે સુખી થયા છો ને ? હવે તમારે ભૂખ્યા પેટે દિવસો નથી કાઢવા પડતા ને ? ઇચ્છા હોવા છતાં પણ હું તમારું દુઃખ દૂર કરી શકી નથી, પણ સુરમા તો તમારુ એ દુઃખ દુર કરી રહી છે ને ?'

આ પ્રશ્નના ઉત્તરમાં શરત્ મનમાં શું ધારત અથવા શું ઉત્તર આપત, એ કહી શકાય નહિ, પરંતુ બકુરાણીનો પ્રશ્ન બકુરાણીના

મનમાં જ જાણે તીવ્ર ઉપહાસ જેવો દેખાયો. અને આ પ્રશ્ન કરવો એટલે સ્વામીનો તિરસ્કાર કરવો એ પણ બકુરાણીથી સમજાયું. સ્વામી પ્રત્યે વ્યંગ કરવાનો આ સુયોગ તો છે, પણ એનો અર્થ કેવળ એટલો જ છે કે સ્વામી પ્રત્યે વધારે નિષ્ઠુરતા દર્શાવવી. ઓહ, ભાગ્યમાં સુખ ન હોય, તો મળતું જ નથી, એ વાત તમને કેમ નથી સમજાતી? હું રોષ કે અભિમાનથી નથી બોલતી, પણ તમારા પ્રયત્નની નિષ્ફળતા જોઇને વ્યથા ભોગવી રહી છું. હું શા માટે તમને સુખી નથી જોઇ શકતી? તમને કઈ વસ્તુનો અભાવ છે? તમારા હાથમાં અત્યારે પુષ્કળ પૈસો છે, ઘરમાં સુંદર સ્ત્રી છે, દાસદાસી વગેરે બધું છે. આ બધું હોવા છતાં તમારે શા માટે ભુખ્યા પેટે ઘર બહાર નીકળવું પડે છે? ઘરની બહાર રહીને શા માટે દિવસો વિતાવવા પડે છે? આ બધું શા માટે બને છે, એનો ઉત્તર બકુરાણી જાણતી નહોતી, શરત પણ જાણતો નહોતો.



૧૩

**માણસ** પાસે જ્યારે પૈસો નથી હોતો, ત્યારે તે પૈસો મળે તો કેટલાં કાર્ય કરી શકે, કેવી રીતે પોતાને ઉન્નત બનાવી સુખમાં મૂકી શકે, કેટલાનાં કલ્યાણ કરી શકે, વગેરે વિચારો કરે છે. પરંતુ દૈવયોગે જો અચાનક પુષ્કળ ધન હાથમાં આવી જાય, તો તે માર્ગભૂલ્યા પથિકની માફક ડામાડોળ સ્થિતિમાં મૂકાઈ જાય છે, કયા માર્ગે જવું જોઈએ અને પૈસાના યોગથી કેવી રીતે સુખી થવું જોઇએ વગેરે મુંઝવણમાં અટવાઇ પડે છે. આમ મુંઝવણ અને હાલકડોલક સ્થિતિમાં કદાચ તે એવા માર્ગે પણ જઈ પડે છે કે જ્યાં સુખનો અંશ પણ હોતો નથી.

શરત્ માટે આવું જ બનવા પામ્યું હતું. જ્યારે દારિદ્રથી પીડાઇને શ્વસુરગૃહની લાંછના ઝીલી રહ્યો હતો, ત્યારે એના મનમાં પૈસો મળે તો આ લાંછનામાંથી છૂટીને સુખની શય્યામાં પોઢી શકાય, એવી ભાવના રમ્યા કરતી. પરંતુ પૈસાદાર થવાની એની આશા જ્યારે ફળીભૂત થઇ, ત્યારે તે આટલા દિવસોની લાંછનામાંથી બહાર નીકળી જીવનને સુખના શીખર પર લઈ જવા પ્રવૃત થયો. પ્રયત્ન તો શરૂ થયો ખરો, પરંતુ જીવનનો ઉદ્દેશ કેવી રીતે સિદ્ધ કરવો, એ શોધી શક્યો નહિ. આવા સમયે એકાદ માર્ગદર્શકની આવશ્યકતા ઉભી થાય છે. જો બકુરાણી હોત, તો તે જરૂર સુખનો સાચો માર્ગ દેખાડી

શકત, પરંતુ સુરમા એ કાર્ય ન કરી શકી. બલ્કે તે તો સ્વામીના સ્વાર્થ કરતાં પોતાના સ્વાર્થને મોટો માની શરત્‌ને વધુ ને વધુ ડામાડોળ સ્થિતિમાં મૂકવા લાગી. તે સ્વામીને કશું આપી શકી નહિ, માત્ર સ્વામી પાસેથી લેવા લાગી. શરત્ કોઇ પણ ઉપાયે એનો અભાવ પૂરો કરી શકયો નથી, જાણે પોતે વધુ ને વધુ ઘવાતો જતો હોય એમ તેને લાગવા માંડયું.

મિત્રોએ સલાહ આપી : ' અરે પાગલ, સુખ ઘરમાં ન હોય, સુખ તો બહારની દૂનિયામાં છે. ' માર્ગભૂલ્યો શરત્ બહારની દૂનિયામાં સુખની શોધ કરવા લાગ્યો. એથી ઘરમાં જે કંઈ સુખ રહ્યું હતું, તે પણ નષ્ટ થવા બેઠું. હમેશા સુરમાના છણકાથી શરત્ ખૂબ જ અશાંતિ ભોગવવા લાગ્યો.

એક દિવસ શરત્‌ને પાછા ફરતાં મોડી રાત થઇ ગઇ, એ સિવાય શરીરની સ્થિતિ પણ સારી નહોતી. એટલે તે રાતે ઉપર ન જતાં નીચેની બેઠકમાં જ સૂઇ ગયો.

પરંતુ સવારે ઉઠીને ઉપર જતાં જ સુરમાના ચહેરા પરની અસ્વાભાવિક ગંભીરતા જોઇને આવતા પ્રલયની આગાહીથી જાણે તે ગભરાઈ ગયો. પરંતુ સુરમા એક શબ્દ સરખો યે ન બોલી. શરત ઓરડામાં આવ્યો કે તરત તે બહાર નીકળી ગઇ. શરત્ બારી પાસે ખુરશી ખેંચીને બેઠો અને એક સીગારેટ સળગાવી ધીરે ધીરે ધુમ્રપાન કરવા લાગ્યો.

થોડીવાર પછી ચાકર ચા મૂકી ગયો. શરતે પાન કરી ફરીવાર એક સીગારેટ સળગાવી. દરમ્યાન સુરમા એક બે વાર આ ખંડમાં આવી હતી, પરંતુ કશું બોલ્યા વગર પોતાનું કાર્ય પતાવી બહાર ચાલી ગઈ હતી. શરતે એકવાર પત્નીને ઉદ્દેશીને કહ્યું : ' ગઇ

રાતે જરા મોડું થઇ ગયું હતું. મેં ધાર્યું, તું સૂઇ ગઈ હઈશ. તેથી જ તને વિરક્ત ન કરતાં નીચેની બેઠકમાં હું...'

પુરું વાક્ય સાંભળવાની દરકાર કર્યા વગર સુરમા ઉતાવળે પગલે ઓરડા બહાર નીકળી ગઇ. ત્યારપછી શરતે ત્રણ સીગારેટ વારાફરતી સળગાવી, પણ સુરમાં ન દેખાણી. દ્વાર પાસેથી નોકરાણીને જતી જોઇ, શરતે સુરમા કયાં છે એ પ્રશ્ન કર્યો. નોકરાણીએ કહ્યું : 'બેન રસોડામાં છે, અહિં મોકલું ?'

શરત્ હા ના કશું ન બોલ્યો. થોડીવાર પછી સુરમા અંદર આવી અને દ્વાર પાસે નીચી નજરે જોતી ઉભી રહી. શરતે ઘડીભર પત્ની સામે જોઇ પ્રશ્ન કર્યો : 'તું શું મારી સાથે વાતો કરવા નથી ઇચ્છતી રમા ?'

સુરમાએ કશો ઉત્તર ન આપ્યો. ઘડીક રાહ જોઇને શરતે બીજો પ્રશ્ન કર્યો : 'મારા પર રીસ ચડી છે ?'

ઉદાસ સ્વરે સુરમાએ ઉત્તર આપ્યો : 'રીસ શેની ?'

સળગતી સીગરેટ બારી વાટેથી બહાર ફેંકીને શરત્ બોલ્યો : 'કાલે જરા કામના અંગે...'

વચ્ચે જ સુરમા બોલી ઉઠી : 'મારી પાસે તમારે તમારા કોઇપણ કાર્યની ફેફિયત દેવાની જરૂર નથી.'

મૃદુ હાસ્ય સહ શરતે કહ્યું : 'સાચે ?'

સ્વામીના વદન પર વક્ર કટાક્ષ કરીને ઉગ્રસ્વરે સુરમા બોલી : 'બસોવાર સાચું. જેની પાસે ફેફિયત દેવાની જરૂર હોય, તેની પાસે જાઓ.'

'જાઉં ?'

'હા જાઓ.' આ શબ્દો રોષના અંગે જ મોઢામાંથી બહાર નીકળી પડયા હતા, શરતે ફરીવાર પ્રશ્ન કર્યો ત્યારે પણ સુરમા વધારે રોષથી બોલી : 'ખુશીથી જાઓ.'

અભિમાનથી ઘવાયેલા સ્વરે શરત્ બોલ્યો : મારા જવાથી શું તું સુખી થવાની છે રમા ?'

સુરમાએ ગરદન સીધી કરી કપાળ પર આંખો ચડાવી તીવ્ર સ્વરે કહ્યું : 'હા, હું ખૂબ સુખી થઇશ.'

પરંતુ આ ક્રોધની પાછળ દબાયેલું નારી સુલભ અભિમાન ફફડી રહ્યું હતું, એનું ભાન શરત્‌ને થાય એ પહેલાં જ સુરમા વંટોળ માફક ચાલી ગઇ.

થોડીવાર પછી વસ્ત્ર પરિવર્તન કરીને શરત્‌ને બહાર જતો જોઇ રસોયણે સુરમાને સંબોધી કહ્યું : 'અરે બેન, તમે થાળી પીરસ-વાની ઉતાવળ કરી રહ્યાં છો, અને શેઠ તો બહાર ચાલ્યા !'

સુરમાએ રસોયણને ધમકાવતાં કહ્યું : 'જાય છે તો હું શું કરું ? જઇને એમના પગ પકડું ?'

'હું રાતે નહિ આવું.' એમ જરા ઉતાવળે કહીને શરત્ બહાર નીકળી ગયો. સુરમા માછલાના ઝોળની તપેલી રસોયણ તરફ રીસમાં હડસેલીને ઉપર ચાલી ગઇ.

જમવાનું વહેલું પતાવી સુરમા પોતાની શય્યા પર આડે પડખે થઇ અને એક પુસ્તકમાં મન પરોવવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ મન ચંચળ બની ગયેલું હોવાથી, પુસ્તકમાં ગુંથાયું નહિ. ઘડીક આમતેમ આળોટીને તે બેઠી થઈ અને દાસીને બકુરાણીને બોલાવવા માટે મોકલી. બકુરાણીના આવ્યા પછી વાતચીતમાં મધ્યાન્હ તો વીતી ગયો. ત્યારપછી પોતાના સ્વામીના ઘરના

સંશય સાથે બકુરાણીના ગયા પછી સુરમાએ હાથપગ ધોઈ સારાં વસ્ત્રાલંકારો પહેરી કપાળ પર ટીલડી કરી. આ રીતે વસ્ત્રાલંકારથી સજ્જીત થઈને તે મોટા અરીસા સામે ઉભી રહી અને પોતે કેવી શોભે છે એ ધારી ધારીને જોવા લાગી. પરંતુ આટલી સુંદરતા અને સજાવટ વચ્ચે ચહેરા પર છવાયેલી ચિંતાનો મલિન ભાવ જોઈને એના ક્ષોભનો પાર ન રહ્યો. તે વિરક્ત ભાવે દર્પણ સામેથી ચાલી ગઈ.

રસોયણે આવીને રાતે શું જમવું છે, એ બાબતની પૂછપરછ કરી. સુરમા શેઠ માટે પુરી શાક બનાવવાનું કહીને અગાશી પર ચાલી ગઈ.

ત્યારે લગભગ સંધ્યા થઈ ગઈ હતી. સંધ્યાના છેલ્લાં કિરણો વડે પશ્ચિમનું આકાશ સોનેરી રંગથી રંગાઈ ગયું હતું; અને સપ્તમીનો ઉજ્વળ ચંદ્ર મધ્ય આકાશમાં અધિકાર જમાવીને હસી રહ્યો હતો, બાજુના મકાનના વરંડામાંથી ફુલોની મધુર સૌરભ વાયુ સાથે આવી રહી હતી. સુરમા ઘડીક આમ તેમ આંટા મારીને નીચે ઉતરી ગઈ. દાસીએ ઓરડામાં પ્રદીપ ચેતવી દીધો હતો. સુરમાએ કબાટ ખોલીને એક સેન્ટની શીશી બહાર કાઢી અને તેમાંથી થોડુંક સેન્ટ પોતાના વસ્ત્રો પર છાંટયું. પુષ્પ–નિર્યાસની મીઠી સુગંધથી આખો ખંડ ભરાઈ ગયો. ત્યાર પછી એક નૂતન નવલકથાની ચોપડી હાથમાં લઈને સુરમા દીવા પાસે વાંચવા બેઠી. તેના બંને નયનો ચોપડી પર હોવા છતાં પણ તેના બંને કાન જાણે કોઈનો પદરવ સાંભળવાની આતુરતા સેવી રહ્યા હતા.

ધીમે ધીમે રાતના સાત, આઠ, નવ વાગ્યા. રસોયણે આવીને શેઠની થાળી ઓરડામાં ઢાંકીને મૂકી અને સુરમા સામે જોઈ પુછ્યું : ‘તમે જમવા આવો છો ને?’ સુરમાએ પોતાની થાળી પણ અહિં

મૂકી જવાનું જણાવ્યું; રસોયણ શેઠની થાળી પાસે સુરમાની થાળી પણ મૂકી ગઈ.

ઘડિયાળમાં દસના ટકોરા થયા. સુરમાએ જોયું, ત્રણ ચાર કલાકમાં વાર્તાના માત્ર વીસ પાના જ વંચાયા છે. એટલે કંટાળીને બત્તી બુઝાવી તે શય્યા પર જઈને પડી.

પથારીમાં સૂતી તો ખરી, પણ નિદ્રાધિન ન થઈ શકી. બહારથી સાંકળ ખખડવાનો અવાજ આવે છે કે નહિ, એ સાંભળવા માટે કાન ખડા કરીને પડી રહી. વચ્ચે વચ્ચે મનમાં થતું, દૂર હો, શા માટે આટલો ઉદ્વેગ ! જેના ખાતર હું આટલી ચિંતા કરી રહી છું, તે મારા માટે જરો સરખો યે વિચાર કરે છે? જેના ખાતર પોતે પથારીમાં તરફડી રહી છે, તે તો અત્યારે કોણ જાણે કયાં જઈને આમોદ પ્રમોદની રેલછેલ કરી રહ્યા હશે. દૂર હો, હવે એ કશું વિચારવું જ નહિ.

કશું વિચારવું નહિ, એમ નકકી કરવા છતાં પણ સુરમા વિચાર્યા વગર રહી શકી નહિ, અને વિચારમાં ને વિચારમાં કયારે સૂઈ ગઈ તે પણ ન સમજી શકી. અને જ્યારે નિદ્રા દૂર થઈ, ત્યારે ઘણી વેળા વીતી ગઈ હતી. એકદમ શયનગૃહમાંથી બહાર નીકળીને તેણે નોકરને બોલાવી પુછ્યું : 'કાલ રાતે તારા શેઠ કેટલા વાગે આવ્યા હતા ? બહારની બેઠકમાં સૂતા છે કે વહેલા ઉઠીને ચાલ્યા ગયા છે ?'

નોકરે વિસ્મય સહિત જણાવ્યું : 'કાલ રાતે શેઠ તો આવ્યા જ નથી. શેઠ આવશે એમ ધારીને હું આખી રાત જાગતો બેઠો હતો.'

સાંભળીને સુરમાના નયનો વક્ર થયાં. તેણે નોકરને ધમકાવ્યો.

દાસીએ ઓરડો સાફ કરવા જતાં પુછ્યું :

'રાતની થાળીઓ પડી છે એનું શું કરૂં બેન ?'

સુરમાએ રોષથી રસ્તામાં થાળીઓ ફેંકી દેવાનું દાસીને જણાવ્યું.

મધ્યાન્હ પછી જ્યારે બકુરાણી બેસવા આવી હતી અને સુર-માએ પોતાનો માનસિક ઉદ્વેગ ભૂલવા ખાતર વાતો શરૂ કરી હતી, ત્યારે એકાએક વૃદ્ધ નોકરડીએ આવીને સ્વામીની સ્મૃતિ તાજી કરી દીધી હતી. એથી દબાવેલો ઉદ્વેગ જાણે પ્રબલ બની ગયો, તેણે વૃદ્ધનો તિરસ્કાર કરીને મનના ઉદ્વેગને હળવો કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એમાં તે સફળ થઇ શકી નહોતી. માનસિક વ્યથા જેમ દબાવે તેમ વધારે જોસ કરે છે એ સત્ય સુરમાને નહોતું સમજાયું.



૧૪

પોતાના સ્વામીનું ઘર હોવાના સંશય સાથે બકુરાણી એકદમ ચાલી ગઈ અને સુરમા ઘડીભર વિચાર કરીને પોતાના શયનગૃહમાં ગઇ. ત્યાં તેણે ગઇ કાલની માફક વસ્ત્રાલંકારથી શરીરની સજાવટ કરી. પરંતુ ગઈ કાલની માફક આજ તે અરિસા સામે ન ઉભી રહી. શા માટે ? અરિસામાં પડતું પ્રતિબિંબ શું એના યૌવનને ફિટકાર આપી રહ્યું હતું ? શું એની આશાઓને ચગદી રહ્યું હતું ? નિર્જીવ પ્રતિબિંબ નિહાળીને એના મનમાં શું થતું હતું ? એ ગમે તે થતું હોય, આજ અરિસા સામે જવાનું સાહસ સુરમાથી ન કરી શકાયું. બહારની ગેલેરીમાં રેલીંગ પકડીને તે ઉભી રહી. સૂર્યાસ્ત થઇ રહ્યો હતો, આકાશનો પશ્ચિમ કિનારો લાલરંગથી છવાયો હતો. દક્ષિણનો મંદમંદ પવન એના નયન પલ્લવ ને કંપાવી રહ્યો હતો. બાજુના જ કોઇ મકાનમાં લટકતાં પીંજરમાંથી એક કોયલ કૂહૂકૂહૂનો ચીત્કાર કરી રહી હતી. પરંતુ એના પોકારનો કોઈ સ્થળેથી ઉત્તર મળતો જ નહોતો. શું એ કોયલ પણ પ્રિયતમના વિરહમાં વ્યર્થ ચીત્કાર કરીને આંસુ સારી રહી હશે ? સુરમા મૌન ભાવે ઉભી ઉભી કોકિલનો વ્યર્થ ચીત્કાર સાંભળવા લાગી.

રસોયણે આવીને પુછ્યું : ‘બેન, અત્યારે શું જમશો ?’

સુરમાએ રસોયણ તરફ ન જોતાં કહ્યું : ‘રાખ !’

સુરમાના સ્વરમાં દર્દ હશે કે રોષ?

રસોયણ ઘડીભર ઉભી રહીને ધીરેધીરે ચાલી ગઇ. સુરમા રેલીંગ પર બંને હાથ ટેકવી તે પર મોઢાનો ભાર રાખી સ્થિર ભાવે ઉભી રહી.

માણસમાં આટલો બધો રોષ હશે! ભલેને પુરુષ હોય, ભલેને રોષ કરે, પણ રોષવશ બનીને બે દિવસ સુધી ઘેર પણ ન આવી શકાય? શું માણસ આટલો બધો રોષ હૈયામાં સાચવીને બબ્બે દિવસ સુધી ઘરનો ત્યાગ કરી શકતા હશે? પોતે પણ ઘણી વાર રીંસ કરી છે, રીંસમાંને રીંસમાં બહુ બહુ તો એક બેકલાક પોતે સ્વામી સાથે વાતો નહિ કરી હોય, પરંતુ ત્યાર પછી એ રીંસ કોણ જાણે કયાંય ચાલી ગઈ છે, રીંસ જવા ન માગતી હોય તો પણ પોતે રીંસને દૂર કરી છે. પણ આતો બે દિવસ રોષ, રોષને આધારે શું માણસો બબ્બે દિવસ સુધી ઘર, પત્ની, બધું ભૂલી જતા હશે? ભગવાન, તમે કઇ ધાતુથી પુરુષનું હૃદય તૈયાર કર્યું છે?

નોકરડીએ આવીને કહ્યું: ' અરે બેન, સંધ્યા વખતે આંખમાં આંસુ લાવવાં એ સૌભાગ્યવતી સ્ત્રીઓ માટે સારૂં ન ગણાય.'

સુરમા તીરની માફક ટટ્ટાર થઈ ગઇ અને નોકરડી તરફ ક્રોધપૂર્ણ કટાક્ષ કરી, ઓરડામાં ચાલી ગઇ.

રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો, બહાર ગાડી ઉભી રહ્યાનો અવાજ સાંભળીને સુરમા એકદમ બારી પાસે ઉભી રહી. થોડીવાર પછી ઓરડાના દરવાજા પાસે આવીને શરતે વિકૃત સ્વરે કહ્યું: ' સુરમા!'

સુરમા દરવાજા પાસે પહોંચે એ પહેલાંજ શરત્ ઓરડામાં આવી શય્યા પર આછા ચીત્કાર સાથે પછડાયો. અને એકવાર અસ્ફુટ સ્વરે બોલ્યો: ' સુ—ર—મા!'

સુરમા દોડીને પલંગ પાસે આવી અને સ્વામીની વિચિત્ર હાલત જોઈ પલંગ પર પછડાઈને ચીત્કાર કરવા લાગી. એનો એ ચીત્કાર શાંત લત્તામાં કોઈના કાને ભલે ન ગયો પણ એક જણના કાન પર અથડાયો, સાંભળીને ભયથી એનું શરીર ધ્રૂજી ઉઠ્યું. એ હતી બકુરાણી.

ત્યાર પછી બકુરાણી કાન સરવા રાખીને આખી રાત જાગતી રહી. પણ કશું સાંભળી શકી નહિ.

સવારમાં ઉઠતાં જ બકુરાણીના મનમાં થયું, એકવાર બાજુના ઘેર જઈ આવું. પણ આખી રાતમાં કશું સાંભળવામાં નહિ આવેલું હોવાથી એ ચીત્કાર સ્વપ્નનો હશે કે સાચો હશે એ કશું સ્થિર કરી શકાયું નહિ. કશું સ્થિર નહોવા છતાં પણ એક પ્રકારનો અજ્ઞાત ઉદ્વેગ એના મનને મુંઝવવા લાગ્યો.

બકુરાણીએ પ્રતિજ્ઞા કરી હતી, હવે ત્યાં કોઈ દિવસ પગ ન મૂકવો, અત્યારે આ પ્રતિજ્ઞા પાળવી કે નહિ, એ વિચાર આવવા લાગ્યા. થોડીવાર પછી તે અગાશી ઉપર ગઈ, ઘણીવાર સુધી અગાશી પર ઉભા રહેવા છતાં પણ બાજુના મકાનની અગાશી પર કોઈ ન આવ્યું; તેમ બાજુના મકાનમાં શું બને છે એ પણ ન દેખાયું. એટલે ન છૂટકે તે નીચે આવતી રહી:

બપોરે તે જમવા બેઠી હતી, ત્યારે બાજુના મકાનની નોકરડીએ આવીને સમાચાર આપ્યા : 'બેનબા આપને બોલાવે છે. શેઠની તબીયત એકદમ બગડી ગઈ છે.'

બકુરાણી પુરૂ જમી શકી નહિ, હાથમાંનો કોળીઓ થાળીમાં પાછો મૂકી, હાથ ધોઈને તે તરત ઉભી થઈ ગઈ. એવાને એવા વસ્ત્રો સહિત તે એકદમ બાજુના ઘેર જવા રવાના થઈ. સાડી મેલી હતી, એનું

પણુ ભાન ન રહ્યું. બકુરાણીનું આવું વર્તન જોઇને માસી આશ્ચર્યમાં કશું બોલી પણુ ન શકયાં.

પત્ની પર રોષે ભરાઇને શરત્ જ્યારે ઘર બહાર નીકળ્યો હતો, ત્યારે માર્ગમાં ચાલતાં ચાલતાં પોતાની જાત પરત્વે એટલો વિરક્ત બની ગયો હતો, કે દાદા મહાશયની સઘળી સંપત્તિ એકઠી કરી એમાં આગ ચાંપી દેવી, ત્યારપછી પહેલાની ગરીબી સાથે ગમે તે દિશાએ ચાલ્યા જવું. જે પૈસામાં સુખ નહિ પણુ કેવળ દુઃખ ભર્યું છે, શાંતિના બદલે અશાંતિ ભરી છે, તે પૈસાની જરૂર શી? આ સુખ કરતાં તો ઘેર ઘેર ભીખ માગવી સારી.

પરંતુ એક દિવસે શરત્ આ પ્રમાણે માર્ગ પર ચાલતાં ચાલતાં ભગવાનને પોકારી પોકારીને પ્રાર્થના કરતો હતો, ભગવાન, પૈસા આપો. પણુ ત્યારે શરત્‌ને ખબર નહોતી કે પૈસાની સાથોસાથ સુરમાનો ભાર પણુ ગળે બાંધીને ભગવાન પ્રાર્થના પુરી કરશે. ઓહ સ્ત્રી જાત શું આટલી હૃદયહીન છે? આ કરતાં તો કોઇને ત્યાં વીસ રૂપિયાના પગારથી ગુલામી કરીને એકાદ ઓરડીમાં બકુરાણીને સાથે રાખીને રહ્યો હોત તો વધારે સુખ મળત. હાય અભાગિની બકુ! પૈસાની માયા પકડીને કેવી કેવી વસ્તુઓ......સામાન્ય વસ્તુ નહિ પણુ જીવનના રત્ન સમી વસ્તુઓ ગુમાવી દેવી પડી છે! પ્રથમ બકુ-રાણીને ગુમાવી, બીજું ચારિત્ર ગુમાવ્યું. ત્રીજી શાંતિ ચાલી ગઇ. છતાં પણુ માણુસને પૈસો જોઇએ છીએ? છી છી. માણુસની કેવી ભૂલ!

પરંતુ માણુસ જોઇ સમજીને જ ભૂલ કરી બેસે છે, એ શરત્ પોતાના જીવન પરથી સમજી શકયો,—જ્યારે જોયું, વિચારમાં ને વિચારમાં તે કારખાના સુધી આવી પહોંચ્યો છે. શરત્ સમજ્યો, માણુસ દુઃખ અને ચિંતામાં ગમે તેટલો જર્જરિત બની ગયો હોય,

તો પણ એનું મન બરાબર કંપાસના કાંટા માફક એક જ દિશા પ્રત્યે લક્ષ્ય રાખી રહ્યું હોય છે, એ દિશા પૈસાની, એ દિશામાંથી સહજ ભાવે માણસને વાળી શકાતો નથી. પોતાના મનથી પોતાની જાત પર હસીને શરત્ કામકાજમાં ગુંથાયો.

પણ કામકાજમાં મન પરોવાયું નહિ. એક તો માનસિક અશાંતિ અને સાથે ભુખ્યું પેટ. બપોરના બે વાગે ન વાગે ત્યાં તો શરત્ ઉઠીને બહાર નીકળ્યો અને ઘર તરફ અગ્રસર થયો. પરંતુ થોડા ડગલા ચાલીને અચાનક ઉભો રહી ગયો. આ શું, પોતે ઘર તરફ જઇ રહ્યો છે ! કેમ, ઘરમાં એવું શું છે કે, મનની અશાંતિ દૂર થઈ શકે ? ત્યારે કયાં જવું ? એકવાર મનમાં થયું ડાલિમજાનના ઘેર જ જઈ આવું. પરંતુ ચારિત્ર્ય ગુમાવવા છતાં પણ શરત્માં હજી લોક લજ્જાનો સંપૂર્ણ લોપ થયો ન હોતો; એટલે ખરે બપોરે ત્યાં જવાનું સાહસ કરી શકયો નહિ. તો પછી કયાં જવું ? યમના ઘેર ! બાજુ-માંથી એક ખાલી ઘોડાગાડી પસાર થઇ રહી હતી. શરતે ગાડી રોકી અને તે ગાડીમાં બેસી ગયો. ગાડીવાને પુછયું : 'કહાં જાના હૈ હજુર ! '

ઉત્તરમાં શરતે કયાં જવાનું કહ્યું, એ પોતે પણ સમજી શકયો નહિ. પરંતુ થોડીવાર પછી ચૌરંગી રસ્તા પર થઇને ગાડી જ્યારે દોડવા માંડી, ત્યારે તેનામાં ચેતના આવી. તેણે ગાડીવાનને પૂછયું, કયાં જઈ રહ્યો છે ? ગાડીવાને જણાવ્યું, હજુરના હુકમ પ્રમાણે ભવાનીપુર તરફ લઇ જાઉં છું. પરંતુ ભવાનીપુર જવાનું તેણે કયારે કહ્યું હતું, એ શરત્ યાદ કરી શકયો નહિ. ગાડીવાને ઘોડાની લગામ ખેંચી. શરત્ ઘડીભર વિચારીને બોલ્યો : ' જોરથી જવા દે. '

ગાડી ફરીવાર વેગપૂર્વક ભવાનીપુરના માર્ગે દોડવા લાગી. શરત્ ગાડીમાં બેઠાં બેઠાં વિચારવા લાગ્યો, આ કેવી ઉન્મત્ત મનોદશા ! ભવાનીપુર જઇને શું કરવું ? બીજું કશું ન બને તો

કંઈ નહિ, ઘડીક ફરવાથી મનને શાંતિ તો જરૂર મળશે અને કદાચ બકુને મળવાનો પણ લાભ મળે. બકુને મળવા જવું ? છી, કેમ, એમાં શો બાદ ? દૂનિયા આખી મારો ત્યાગ કરી શકશે, પરંતુ બકુરાણી કદાચ મારો ત્યાગ આમ નિષ્ઠુર ભાવે નહિ કરી શકે, કદાચ શા માટે જરૂર નહિ કરી શકે. એ કંઇ સંપત્તિની સાથીદાર નથી, એ તો દુઃખની ભાગીદાર છે. આ દુઃખના સમયે તે જરૂર આદરપુર્વંક મારો સ્વીકાર કરશે. આહા, પ્રસંગની કેવી ઘટમાળ ? એક દિવસ ભૂખ્યાપેટે પોતે બકુરાણી પાસેથી ચાલ્યો ગયો હતો, આજ પણ ભુખ્યા પેટે એની સામે જઇ રહ્યો છે. ઘટમાળની આ વિચિત્રતા જોઇને શરત્ પોતાના મનથી હસ્યા વગર ન રહી શકયો.

ભવાનીપુર આવ્યું એટલે શરતે ગાડીવાનને બકુલતલા રોડ પર જવાનું કહ્યું. બકુલતલા રોડ પર ગાડી આવી એટલે શરત્ ગાડી ઉભી રખાવી ગાડીવાનને રાહ જોવાનું કહી નીચે ઉતરી ગયો, અને આગળ વધી સાસરાના મકાનની ગલીના નાકે પહોંચ્યો. ત્યાં ઘડીભર ઉભો રહ્યો અને આગળ વધવું કે નહિ એ વિચારવા લાગ્યો. ત્યાર પછી ગલીમાં અગ્રસર થયો. પરંતુ ચાર છ ડગલાં ચાલતાં જ મનમાં થયું, સાસરાના ઘરમાંથી કોઇ બહાર નીકળી રહ્યું છે. શરત્ તરત પાછો ફરીને નાકા પાસે આવ્યો. ઘડીક ઉભો રહ્યો, વળી ચાર ડગલાં અગ્રસર થયો, વળી પાછો ફર્યો. બેત્રણ વાર આ રીતે કરીને શરત્ પોતાની જાત પ્રત્યે વિરક્ત બન્યો અને ફરીવાર હિંમત પુર્વંક આગળ વધ્યો.

પાછળથી કોઇએ આવીને શરત્‌ના ખભા પર હાથ મૂકયો. શરતે જોયું તો વૈદ્યનાથ. વૈદ્યનાથ હસી પડયો, શરત્ પણ હળવું હસ્યો. ત્યારપછી વૈદ્યનાથે હસીને પ્રશ્ન કર્યો: 'આજ ઘણા સમયે આ તરફ?'

શરતે જરા અકળામણ અનુભવીને કહ્યું: 'આ રસ્તે નીકળ્યો હતો, તેથી.'

વૈદ્યનાથે કહ્યું: 'ખોટું ન બોલો ભાઇ, આ તરફ નીકળ્યા હતા કે સીધા આ તરફ આવો છો?'

કહીને વૈદ્યનાથ ફરીવાર હસી પડ્યો. શરતે અપ્રતિભ ભાવે કહ્યું: 'શું હું સીધો નથી આવી શકતો?'

'હજારવાર આવી શકો છો. પરંતુ હેતુ જણાવશો?'

'તમારી ભાણેજનું અપહરણ કરવા.'

'જીવતો રહે દોસ્ત.' કહીને વૈદ્યનાથે શરત્‌નો હાથ પકડી એક આંચકો માર્યો. ત્યાર પછી હસીને કહ્યું: 'તમારા હેતુની ચર્ચા કર-કરવાનો મને અધિકાર નથી, પરંતુ ભાઇ, એટલા જ માટે આવ્યા હો, તો આજ તમારે ખાલી હાથે જ પાછા ફરવું પડશે.'

શરત્‌ વ્યગ્ર નજરે વૈદ્યનાથના મોઢા સામે જોઇ રહ્યો, વૈદ્યનાથે કહ્યું: 'બાજુના મકાનની ખબર રાખતા નથી અને કલકત્તાથી છેક ભવાનીપુર સુધી અપહરણ કરવા આવ્યા છો. પણ બકુ અહીં છે જ નહિ.'

વિસ્મયભર્યા સ્વરે શરત્‌ બોલ્યો: 'નથી?'

'થોડા દિવસથી એ એની માસીને ઘેર છે.'

ગંભીર નિરાશાથી શરત્‌નું વદન જાણે અંધકારમય બની ગયું. એ જોઇને વૈદ્યનાથે કહ્યું: 'વાત શી છે?'

વિરક્તભાવે 'કંઇ નહિ.' કહીને શરત્‌ જવા તૈયાર થયો. વૈદ્યનાથે એનો હાથ પકડી કહ્યું: 'જ્યારે અહીં સુધી આવ્યા છો, ત્યારે મીઠું મોઢું કરીને જ જાઓ. તમારો ચહેરો પણ સાવ સુકાઇ ગયો

હોય એમ દેખાય છે. જરા પણ ગભરાશો નહિ તમારી સાસુ તમારું જરા પણ અપમાન નહિ કરે, એની ખાત્રી હું આપું છું.'

વૈદ્યનાથ સામે કંટાળા ભરી નજર કરી પોતાનો હાથ છોડાવી શરત્ એકદમ ચાલતો થયો અને ગાડીમાં ચડી બેઠો. ઉત્તેજીત ભાવે ગાડીવાળને આદેશ આપ્યો : ' ચલાવ, રૂપાગાછી.'

ગાડીવાને ગાડીવાળી અને દોડાવી મૂકી.

ગાડી જ્યારે રૂપાગાછીમાં પહોંચી ત્યારે સંધ્યા થઇ ગઇ હતી. જે આદર યત્નની આશાએ શરત્ અત્યાર સુધી આથડયો હતો તે આદર સત્કાર અહિં આવ્યા પછી ધાર્યા કરતાં વધારે પ્રમાણમાં તે મેળવી શકયો. આ વધારે પ્રમાણમાં મળેલા આદર સત્કારને પચાવવા માટે શરતે, પ્રથમ લાલપાણી પેટમાં રેડયું. ત્યારપછી સૃષ્ટિની ચારે દિશાઓ સોનેરી રંગથી ઝળહળી ઉઠી. લેમ્પનો પ્રકાશ ચંદ્રના પ્રકાશ જેવો દેખાવા લાગ્યો. વાસી ગુલાબના પુલોમાંથી પારિજાતકની સૌરભ છૂટવા માંડી, ડાલિમ જાનતું કૃત્રિમ રૂપ–યૌવન જાણે ઉર્વશીના રૂપ–યૌવન કરતાં ભવ્ય દેખાવા માંડયું. ડાલિમજાને ગીત શરૂ કર્યું :

'નયન કિનારે શયન કરવા,
આવ્યો તવ ગૃહ દ્વારે;
ચંદ્ર છુપાયો લજ્જા પામી,
તારા રૂપ-શણુગારે.
તવ રૂપ યૌવનની શય્યામાં,
જીવન ઉજ્વળ થાતું;
રૂપ લહરીમાં મૃત્યુ મળે તો,
સ્વર્ગ સમું સોહાતું.

● ● ●

સવારે શરત્ શય્યામાંથી ઉઠવા ગયો ત્યારે જોઈ શકયો, પોતાનું

માથું ખૂબ ભારે છે; એટલો ભાર લાગ્યો કે જાણે કોઇએ માથાપર વીસ મણનો બોજ લાદી દીધો છે. તે ઉઠવા ગયો પણ ઉઠી શક્યો નહિ, ઢળી પડયો. ડાલમણીએ માથા પર હાથ મૂકીને કહ્યું : ' ઓહ્ શરીર તો સળગી રહ્યું છે, તમને તાવ આવ્યો છે.'

દબાયેલા ભારે સ્વરે શરત્ બોલ્યો : 'કુછ પરવા નહિ. ઓ સાકી, દે એક જામ ભરીદે.'

આખો દિવસ શરત્ તાવમાં બેભાન બનીને પડયો રહ્યો. સંધ્યા પછી ડાલિમે કહ્યું : ' તમને ઘણો તાવ આવ્યો છે શરત્બાબુ, તમે ઘેર જાઓ.'

શરતે રોષથી કહ્યું. 'નહિ' ત્યારપછી તે વિકૃત સ્વરે ગાવા લાગ્યોઃ

**' નયન કિનારે શયન કરવા,**
**આવ્યો તવ ગૃહ દ્વારે.'**

થોડીવાર પછી તે સફાળો ઉભો થઇ ગયો. ડાલિમે પુછ્યું : 'ક્યાં જવું છે. ?'

શરતે કહ્યું : ' ઘેર.'

ડાલિમે શરત્‌ને શય્યા પર બેસાડી ગાડી લાવવા માટે નોકરને મોકલ્યો. ગાડી આવ્યા પછી બેત્રણ જણાએ શરત્‌ને ઉઠાવીને ગાડીમાં બેસાડયો. ગાડી રવાના થઇ એટલે ડાલિમે એક છૂટકારાનો દમ લીધો.



## ૧૫

'રમા!'

'શું!'

'આજ હું કેટલા દિવસથી પથારીમાં પડયો છું?'

'સાત દિવસથી.'

'સાત!' કહીને શરતે આંખો ખોલી પ્રશ્ન કર્યો: 'આ સાત દિવસોમાં મેં સ્વપ્નમાં શું જોયું હતું એ તું જાણે છે રમા?'

'શું જોયું હતું?' સુરમાએ પ્રશ્ન કર્યો.

શરતે કહ્યું: 'જોયું હતું જોયું હતું, એ જાણે સાતેય દિવસો સુધી મારા માથા પર હાથ રાખીને બેઠી છે....'

'એ કોણ?'

'ઠકુરાણી.'

સુરમાના નયનો વક્ર થયાં. શરતે પુછ્યું: 'રીંસ ચડીને રમા?'

મોઢા પર પ્રફુલ્લતા લાવી સુરમા જરા વ્યસ્ત બનીને બોલી: 'ના ના, રીંસ શા માટે કરું?' જરા રહીને મૃદુહાસ્ય સહ બોલી: 'અમે તો સ્ત્રી જાત કહેવાઇએ, પુરુષો જેટલી રીંસ અમને ન હોય.'

શરતના પીળા પડી ગયેલા અધર પર હાસ્યરેખા ઝબકી ઉઠી.

સુરમાએ સ્વામીના વદન પર હાસ્ય કટાક્ષ કરતાં કહ્યું : 'બાપરે, આવી રીસ તે કોઇ કરતું હશે ? બે દિવસ સુધી ગૃહત્યાગ ? ત્યારપછી જ્યારે આવ્યા–ઓહ, એ વિચાર આવતાં જ મારું તો શરીર ધ્રુજી ઉઠે છે. સારા નસીબે બકુલા બેન હતાં.'

શરતે જરા વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો : 'કોણ હતું ?'

સુરમા બોલી : 'બકુલા બેન, બાજુના મકાનવાળાં બકુલા બેન. તમે તો આવીને બેભાન થઇ ગયા હતા. બીજે દિવસે તમને માતા નીકળ્યાં. હું તો ભયથી અધમૂઇ થઇ ગઈ બકુલાબેનને તરત મેં બોલાવ્યાં, એ જમવા બેઠાં હતાં, થાળી પડતી મૂકીને દોડયાં આવ્યાં. ત્યાર પછી સાત રાત સુધી તમારા માથા પાસે બેસીને એમણે....'

વ્યગ્ર સ્વરે શરત બોલ્યો : 'એ વળી કોણ રમા ?'

'કહ્યું નહિ, બકુલાબેન. બાજુમાં એમના માસીનું ઘર છે, એ તો રહે છે ભવાનીપુરમાં.'

શરત્ એકદમ પથારીમાંથી બેઠો થઈ ગયો અને વ્યસ્તભાવે બોલી ઉઠયો : 'ભવાનીપુરમાં રહે છે ? એ કોણ ?'

'હું કંઇ વધારે નથી જાણતી. બધા એમને બકુબહેન કહે છે; બકુલા નામ હશે. અરે, તમે બેઠા કેમ થઇ ગયા ?'

'અમસ્થો.' કહીને શરત્ ફરી સૂઈ ગયો અને એક દીર્ઘ નિશ્વાસ નાખી મૌન થઈ ગયો. ઘડીભર પછી ધીરે ધીરે બોલ્યો : 'હં, તે તારી બકુબહેન આજ નથી આવ્યાં ?'

'ના, ગઇ કાલે વૈદ્યરાજે કહ્યું હતું, હવે કશો ભય નથી, એટલે તે ઘેર ગયાં છે.'

'ત્યારે તેં આજ એમને નથી બોલાવ્યાં ?'

'ના. સાત દિવસથી એમણે કશું ખાધું નથી, તેમ ઉજાગરા વેઠયા છે, એટલે એમને વિશ્રામ મળે એમ ધારીને મેં નથી તેડાવ્યાં. આજ દાસીને બોલાવવા મોકલીશ.'

કહીને સુરમા બહાર ચાલી ગઇ.

શરત્ નીરવ થઇને પડયો રહ્યો. આજ સાત આઠ દિવસથી તે પથારીવશ છે. માત્ર પથારીવશ નહિ, બેભાન રહ્યો છે. એના મનમાં ગૃહત્યાગની સ્મૃતિ જાગી ઉઠી, ત્યારપછી માનસિક ચંચળતાને વશ બની ભવાનીપુર જવું, ત્યાં વૈદ્યનાથનો ભેટો થવો, ત્યાં ડાલિમજાનના ઘેર પાછું વળવું વગેરે દ્રશ્યો આંખ સામે ખડા થયાં. ત્યાર પછી તો સાત દિવસને સાત રાત વીતી ગયેલ છે, પરંતુ એ દિવસોનું કશું સ્મરણ નથી રહ્યું, સાત દિવસ પહેલાના પ્રસંગો જાણે ગઇ કાલના દેખાય છે. માત્ર એટલું જ નહિ. એવો અસ્વાભાવિક પ્રસંગ કેવી રીતે બન્યો, પોતે કઇ લાગણીના બળે ભવાનીપુર ગયો, એ બધું અત્યારે પણ શરતને મન આશ્ચર્ય કારક—અસ્વાભાવિક લાગે છે. છી છી, મનના તરંગને વશ થઇ તે દિવસે પોતે શું કરવા બેઠો હતો? ભાગ્યવશાત્ બકુરાણી ઘેર નહોતી; સારા નશીબે વૈદ્યનાથ સાથે મેળાપ થઇ ગયો. નહિ તો મનના તરંગો ક્યાં ખેંચી જાત અને શું બનત એ કહી શકાય નહિ.

પણ બકુલા બહેન કોણ હશે? એણે શા માટે ભૂખ અને ઉજાગરા વેઠી ને સાત દિવસ સુધી પ્રાણભરી સેવા કરી? આ દરદ કંઇ સામાન્ય નથી. ચેપી દરદ છે—શીતળા! આ દરદમાં તો નીકટના સ્વજનો પણ પાસે આવવાનું સાહસ ન કરે. બકુલાને એવી શી પડી હશે કે, મોતની પરવા રાખ્યા વગર આવા ભયાનક વ્યાધિની સંપૂર્ણ ઉપેક્ષા કરીને સેવા કરવા આવી? એ સેવા પરાયણ પરદુઃખહીત-કારિણી કોણ હશે?

બકુલાની માસીનું ઘર બાજુમાં છે, બાપનું ઘર ભવાનપુરમાં છે. ઓહ, વૈદ્યનાથ પણ બોલ્યો હતો, બકુ એની માસીના ઘેર ગઇ છે, માત્ર આટલું જ નહિ, વ્યંગમાં તેણે એમ પણ કહ્યું હતું કે 'બાજુના મકાનની ખબર રાખતા નથી અને કલકત્તાથી છેક ભવાનીપુર સુધી અપહરણ કરવા આવ્યા છો?' બાજુના મકાનની શી ખબર?—ત્યારે આ બકુલા જ શું...શરત્‌ના હૃદયનો થડકો વેગવંત બન્યો.

ચોક્કસ બકુલા એ જ બકુરાણી છે. નહિ તો અન્ય કોઈ રમણી પોતાના પ્રાણને તુચ્છ ગણી એક અજાણ્યા પુરુષની સેવા કરવા શા માટે આવે? બકુરાણી સિવાય કોણ સાત દિવસને સાત રાત સુધી શય્યા પાસે બેસી રહે? ત્યારે પોતે કંઈ સ્વપ્ન નથી જોયું. અજ્ઞાનતા વચ્ચે પણ જ્ઞાનનો જે કંઈ આભાસ હતો, એ આભાસ દ્વારાજ પોતે બકુરાણીને ઓળખી શકયો છે. ગાઢ સંજ્ઞાહીનતા વચ્ચે જ્યારે થોડી સંજ્ઞા આવી છે, ત્યારે પોતે પોતાના વદન સામે કોઇની તીવ્ર વ્યાકુલતા ભરી કરુણ દ્રષ્ટિ સ્થિર થયેલી જોઇ છે; એ દ્રષ્ટિ, એ વ્યાકુલતા બકુરાણી સિવાય અન્ય કોઇની ન હોઇ શકે, રોગની યાતના વખતે જ્યારે દેહમાં બળતરા થઇ છે, ત્યારે એ દેહ પર કોઇના સ્નેહશીતલ કરસ્પર્શનો અનુભવ કર્યો છે; એ સ્પર્શ અજાણ્યો નથી—પરિચિત છે. એવો સ્નિગ્ધ સુકોમલ સ્પર્શ બકુરાણી સિવાય અન્ય કોઇનો ન હોઇ શકે. હાય બકુ, પકડાઇ જવાના ભયથી મારામાં જ્ઞાન આવે એ પહેલાંજ તું છટકી ગઇ છે, પરંતુ તારી દષ્ટિ અને તારા સ્પર્શે તને પકડાવી દીધી છે.

શરત્‌ ચીત્કાર કરીને કહ્યું: 'રમા, રમા!'

સુરમા ઓરડા બહાર હતી: એકદમ આવીને બોલી: 'કેમ, શું કહો છો?'

'કેમ, તારી બકુલા બહેન ન આવી ?'

'એ અહીં નથી. આજ સવારે જ ભવાનીપુર ગયેલ છે.'

શરત્ આછું હસ્યો.

સુરમાએ પ્રશ્ન કર્યો 'કેમ હસ્યા ?'

'એની નિષ્ફળ કાળજી જોઇને.'

સુરમા કશું સમજી શકી નહિ. શરત્ બોલ્યો : 'એ બીજું કોઇ નહોતું રમા, મારી બકુરાણી હતી. પકડાઇ જવાના ભયથી છટકી ગઇ છે.'

સુરમા વિસ્મય ભરી નજરે સ્વામી ના વદન સામે જોઈ રહી.



## ૧૬

'**મા**મા !'

'કેમ બકુ ?'

'મનુષ્યનું હૃદય શું આટલું કઠોર થઇ શકતું હશે ?'

એક હળવો નિશ્વાસ નાખીને વૈદ્યનાથ બોલ્યો : 'હાજ તો, એમ ન હોત તો માણસના માથે આટલું દુ:ખ ન પડત.'

શાંત હાસ્ય હસીને બકુરાણી બોલી : 'દુ:ખ, સુખ, એ તો કર્મફળને આધિન છે, એમાં અન્યનો શું દોષ મામા ?'

જરા વિચારીને વૈદ્યનાથે કહ્યું : 'જો બકુ, હું તો ગામડાનો ગમાર છું, આવી વાતનો ઉત્તર આપવાની મારામાં શક્તિ નથી. છતાં હું એટલું તો સમજું છું કે, એક માણસ જ્યારે અન્ય માણસ ઉપર અત્યાચાર કરે છે, ત્યારે જ તે વધારે દુ:ખ પામે છે.'

બકુરાણીએ કહ્યું : 'પણ એ કાંઈ પોતાની ઇચ્છાથી અત્યાચાર નથી કરતો મામા, કદાચ એના પર અન્ય કોઇએ વધારે અત્યાચાર કર્યો હોય.'

વૈદ્યનાથે નયનો વક્ર કરતાં કહ્યું : 'એથી શું કોઇ ઉપર અત્યાચાર કરવાનો અધિકાર થોડો મળે છે ? રામુએ મને માર્યો છે એટલે મારે ભાનુને મારવો. આ નીતિ માણુસની નથી બકુ, ખાસ કરીને મારા જેવા ગંજેરીની તો નહિ જ.'

કહીને વૈદ્યનાથ હળવું હસ્યો. ત્યાર પછી પુન: બોલ્યો : 'તેથી જ હું વિચાર કરું છું બકુ, માણસો જો એકાદ ચલમ ગાંજાની પીતા શીખી જાય, તો જગત્ ઉપર મોટો ઉપકાર થાય. બીજું કશું ન થાય તો પણ વાતવાતમાં થતા ઝઘડા તો જરૂર મટી જાય, કોઇના બે શબ્દો સાંભળીને રીસ ચડવાની વૃત્તિ અને એના પરિણામે કોઇની જીંદગી બરબાદ કરવાની પ્રવૃત્તિ તો જરૂર ઓછી થઇ જાય.'

વૈદ્યનાથ હસ્યો. બકુરાણીએ પુછ્યું : 'આજ તમે ગયા હતા મામા ?'

'હા; એમને હવે ઘણું સારું છે.'

'તમે મળ્યા હતા ?'

'ના.'

'શા માટે ન મળ્યા ?' કહીને બકુરાણી મામા સામે પ્રશ્ન ભરી નજરે જોઇ રહી.

વૈદ્યનાથે કહ્યું : ' એ અભાગીનું મોઢું જોવાની ઇચ્છા જ મારામાં નથી રહી.'

બકુરાણીએ નયનો વક્ર કર્યાં. વૈદ્યનાથે ગરદન હલાવતાં હલાવતાં કહ્યું: 'જો બેન, તું ચીડાય કે ગમે તે કરે, પણ હું એ નાલાયકને ગાળ દીધા વગર પાણી પીવાનો નથી, મને દુ:ખજ એ વાતનું છે કે, તું એ નિમકહરામની સેવા કરવા દોડી ગઇ !'

મૃદુ હાસ્ય સહ બકુરાણી બોલી: 'હમણા જ તમે નહોતું કહ્યું મામા, ગાંજો પીનારમાં રોષ ન હોય.'

વૈદ્યનાથે કહ્યું: 'પરંતુ અતિ ગરમીથી પત્થર પણ ફાટી જાય છે, એ તું જાણે છે ?'

બકુરાણીએ નિરુત્તર રહી પડખું ફેરવ્યું.

દર્જીપાડામાંથી આવીને તરત બકુરાણી તાવમાં સપડાણી, અને એકજ દિવસના તાવ પછી શીતળાના દાણા દેખાયા. ઘરના બધા માણસો ગભરાઇ ગયા. પણ બકુરાણી એક શીતળાના દરદીની સેવા કરીને ઘેર આવેલી છે, એ વાત ઘરમાં વૈદ્યનાથ સિવાય કોઇ નહોતું જાણતું એટલે ઉદ્વેગની સાથોસાથ એના પર જે પ્રકારનો તિરસ્કાર થતો તે હવે ન થયો.

દરદનું જોર પ્રબળ ભાવે શરૂ થયું; અને વૈદ્યરાજે આવીને કહ્યું કે, દરદની ગતિ સામાન્ય નથી, માતાજીની ઇચ્છા હશે તેમ બનશે. ગોકુલબાબુએ ખૂબ અભ્યાસી વૈદ્યને બોલાવી ચિકિત્સા શરૂ કરાવી. ઔષધ પ્રભાવથી, શીતળાના દાણા બહાર નીકળી આવ્યા. દેહમાં તલ રાખવા જેટલી પણ જગ્યા ન રહી.

મા પ્રાણ દઇને પુત્રીની સેવા કરી રહી હતી. મા જ્યારે સાંસારિક કામને અંગે બહાર જતી, ત્યારે બકુરાણી પાસે વૈદ્યનાથ આવીને બેસતો. સૌદામિની તો આ ઓરડામાં પણ નહોતી આવતી, અરે, ઓરડાની બાજુમાં પણ નહોતી જતી.

છેવટે રોગે રૌદ્રરૂપ ધારણ કર્યું. નીકળેલા દાણાએ પાક પર જવાની તૈયારી કરી. આથી વૈદ્યને પણ ભારે ચિંતા થઇ, ઘરના સઘળા માણસો શંકિત બની ગયા. વૈદ્યનાથ તો ભવાનીપુરમાં જ્યાં જ્યાં શીતળા હતાં, ત્યાં ત્યાંથી ચરણામૃત લાવીને પાવા લાગ્યો અને જ્યાં જ્યાં માતાજીનું મંદિર દેખતો, ત્યાં ત્યાં માનતા માની આવતો.

બકુરાણી પોતાના મૃત્યુ માટે સ્થિર નિશ્ચય બની ગઇ હતી, મામાની મમતા જોઇને જાણે એનામાં જીવવાની તમન્ના જાગવા લાગી. પોતે મરશે તો આ ગંજેરીને કેટલી વ્યથા થશે, એનો વિચાર આવતાં જ બકુરાણી ધ્રૂજી ઉઠતી. તે વૈદ્યનાથને કહેતી :

'મામા, તમે મારા માટે આટલું બધું શા માટે કરો છો ? મને બચાવવાથી શો લાભ છે ?'

વૈદ્યનાથ ભારે સ્વરે કહેતો : 'તું બચે એ જ મોટો લાભ છે, મરવાથી તને શું લાભ થવાનો એ કહે જોઉં ?'

બકુરાણી ઝાંખા હાસ્ય સહિત કહેતી :

'લાભ હોય કે નુકશાન હોય. મૃત્યુ કોઇને છોડતું તો નથી જ મામા, હું મૃત્યુની પકડમાં જ આવી ગઈ છું.'

વૈદ્યનાથ દૃઢ સ્વરે કહેતો : 'હું વિશ્વાસપૂર્વક કહું છું કે માતાજીનારક્ષણમાંથી તને લઇ જવાની તાકાત મૃત્યુમાં છે જ નહિ.'

બકુરાણી મોઢેથી તો હસતી પણ એના મનમાં મામાની વ્યર્થ આશા જોઇને પ્રબળ વ્યથા થતી. વૈદ્યનાથ બકુરાણીને આશ્વાસન આપતો અને માતાજીની કૃપાથી ઘણા ભયંકર દરદીઓ પણ સારા થઈ ગયા છે એવા દાખલા આપતો.

સાંજના સમયે બકુરાણીની વ્યથા બધી પડી. વ્યથા જોઇને વૈદ્યનાથના હૈયે નિરાશાનો ભાવ જાગૃત થયો. વૈદ્યરાજ કહી ગયા હતા : 'ત્રણ દિવસમાં દાણાના મોઢાં પાકી જાય તો સારું, નહિતો બચવાની કોઇ આશા નથી,' આજ વૈદ્યનાથ વારંવાર નિરીક્ષણ કરીને જોતો, હજી સુધી એક પણ દાણો પાકયો નથી. વૈદ્યનાથના નયને વદને નિરાશાની છાયા ફરીવળી.

બકુરાણીએ કહ્યુ : 'એકવાર જશો મામા ?'

વૈદ્યનાથે હળવો નિશ્વાસ નાખીને કહ્યું : 'જવાથી શું વળશે બેન, શું એ આવશે ?'

આ વાતનો ઉત્તર બકુરાણી ન આપી શકી. તે જે ભાવે પડખું

ફરીને સૂતી હતી તે ભાવે સૂઇ રહી. એકાએક વૈદ્યનાથ બોલી ઉઠયો : 'હં, એક વાત હું તને કહી શકયો નથી.'

બકુરાણીએ વ્યસ્ત ભાવે પડખું ફરી આગ્રહભર્યા સ્વરે પૂછ્યું : 'કઇ વાત મામા ?'

વૈદ્યનાથે કહ્યું: 'એ નાલાયક એક દિવસ અહીં આવ્યો હતો.'

વ્યસ્તભાવે બકુરાણી બોલી ઉડી : 'આવ્યા હતા ? કયારે ? કયે દિવસે ?'

વૈદ્યનાથે કહ્યું : 'એ આજ કાલની વાત નથી, લગભગ વીસ દિવસ પહેલાની વાત છે. તું તે વખતે ત્યાં હતી. એક દિવસે અચાનક ભાઇસાહેબે દેખા દીધી.'

રૂંધાયેલા શ્વાસે બકુરાણીએ પુછ્યું: 'ત્યાર પછી ?'

વૈદ્યનાથે હસીને કહ્યું : 'ત્યાર પછી બીજું શું ! બપોરના ત્રણ ચાર વાગે હું બજારમાંથી આવતો હતો, ત્યાં ગલીના નાકા પર ભાઇસાહેબ ઉભા હતા. એક ડગલું આગળ વધે ને ત્રણ ડગલાં પાછા હઠે. બરાબર એ સમયે હું એમની પાસે ગયો. મને જોઇને ભાઇસાહેબ ગભરાઇ ગયા.'

બકુરાણીના નયને વદને જાણે એક પ્રકારના આનંદનો પ્રકાશ ખીલી ઉઠયો; તેણે પ્રશ્ન કર્યો: 'શા માટે આવ્યા હતા ?'

વૈદ્યનાથે કહ્યું : 'બીજું શું, તને મળવા માટે આવ્યા હોય એમ મને લાગ્યું હતું. મેં જોયું, એનું મન કંઇક ભારે હતું, મોઢું પણ પડી ગયું હતું. મને લાગે છે કે ઘરમાં કંઇક બોલાચાલી થઇ હશે. બીજું ઘર છે ને ! એથી જ સાહેબ રીસાઇને અહીં આવ્યા હશે.'

બકુરાણીએ સ્મરણ કર્યું, બરાબર એ વખતે સુરમા અને શરત વચ્ચે ઝઘડો થયો હતો. આ પ્રસંગ એ સમયનો જ હોવો જોઇએ. ત્યારે હજી પણ સ્વામીની સ્મૃતિમાંથી પોતે ભૂલાઇ ગઇ નથી ! દુઃખ સંતાપ હોય ત્યારે વિરામ માટે અહીં આવવાની એમને ઇચ્છા તો થાય છે ! હર્ષ પ્રફુલ સ્વરે બકુરાણી બોલી : 'ત્યાર પછી ?'

'ત્યાર પછી એમણે મારા મોઢેથી સાંભળ્યું કે, તું અહીં નથી. ત્યારે એમનો ચહેરો સાવ પડી ગયો. મેં એમને ઘરમાં આવવાનો ઘણો આગ્રહ કર્યો હતો પણ તે ન આવ્યા.'

બકુરાણી ઘડીભર આંખો મીંચીને પડી રહી. ત્યારપછી મામા સામે દૃષ્ટિ કરી ધીરે ધીરે બોલી : 'તમે એકવાર ત્યાં જાઓ મામા, અને કહો, એક વાર આવીને...'

બકુરાણીનો સ્વર ગાઢ થઈ ગયો, વાકય પુરૂં ન કરી શકાયું. વૈદ્યનાથ આશ્વાસન આપીને ચાલ્યો ગયો.

ત્યારે હજી પણ એ મને ભૂલ્યા નથી, હજી પણ તેઓ યાદ કરી શકે છે, એવું એક માણુસ છે, જેની પાસે દુઃખ–સંતાપના સમયે જવાથી શાંતિ મળી શકે છે. તો પછી હવે દુઃખ શા માટે ? હવે મૃત્યુ પણ સુખભર્યું ગણાશે. શોકય—એને કયો અધિકાર મેળવ્યો છે ? એતો સુખની સાથીદાર છે; પણ દુઃખની સાથીદાર તો હું છું. દુઃખમાં એ મારી પાસેથી સાંત્વન ચાહે છે, રોગશય્યામાં મારા હાથની સેવા એમની યાતના દૂર કરે છે. મારા જેવી કોણ સુખી છે ? સ્વામીનો રોગ મારા દેહમાં ઝીલી લઈ, એમનું અમંગળ મારા માથે ઉઠાવી લઈ આજ હું મરવા પડી છું,—સાચું અને સફળ મૃત્યુ જ આ છે, આવું મરણ સ્ત્રીઓને અલભ્ય ગણાય. પણ

એક વાર મળવા આવે...એમને રોગશય્યામાં જોયા હતા, એકજવાર મારી રોગશય્યા પાસે તે ઉભા હોય એ જોવાની મારી ઇચ્છા છે. શું મારી ઇચ્છા પૂર્ણ નહિ બને? શું એ નહિ આવે?

બકુરાણીના મનમાં આવા અનંત વિચારો ઉથલપાથલ મચાવી રહ્યા હતા, ત્યાં માએ આવીને પુછ્યું : 'અત્યારે કેમ છે બકુ?'

બકુરાણીએ કહ્યું : 'ઘણું સારૂં છે મા.'



## ૧૭

'એ બધું સાચું છે?'

'શું રમા?'

સુરમાના વદન પરથી પ્રશ્નનો ભાવાર્થ પારખી લઇ શરત ધીર-ગંભીર સ્વરે બોલ્યો: 'એ વાતમાં જરાપણ સંદેહ નથી રમા.'

સંદેહ નથી એ તો સુરમા પણ સમજતી હતી, સમજવા છતાં પરાણે સંદેહ કરવા મથતી હતી. બહેનપણીના સ્વાંગમાં શોકય આવી અને સ્વામીની ભરપુર સેવા કરીને ચાલી ગઈ. પોતાની ગુપ્તતા એણે જરાપણ જણાવા ન દીધી, સ્વામી પાસે સુરમાને પણ ન આવવા દીધી, આથી મોટું આશ્ચર્ય બીજું શું હોઇ શકે? માત્ર આશ્ચર્ય નહિ, સંપૂર્ણ અપમાનજનક, આ તો એક પ્રકારનો કઠોર બદલો લઈ ગઈ.

સુરમાનું હૃદય મુંઝાઈ રહ્યું હતું, એના મનમાં અનેક વિચારો દોડાદોડ કરી રહ્યા હતા, પોતાની જ શોકય—સ્વામીએ જેને ઉપેક્ષા કરીને તરછોડી દીધી હતી, તે જ આવીને સંપૂર્ણ ઉપહાસ સાથે રુગ્ણ સ્વામીની સેવા કરવા ખડે પગે ઉભી રહી, અને પોતે લાકડાની પુતળી માફક બારણા પાસે ઉભી રહીને આ સેવા કરવાની પોતામાં હિંમત નથી એવું જણાવતી રહી, આનાથી મોટી શરમ બીજી કઇ હોઇ શકે? આથી મોટું અપમાન કોને કહેવાય? એ કંઇ માત્ર સેવા કરીને નથી ચાલી ગઈ, પણ ગર્વપૂર્વક પોતાની ઉપયોગિતાનું ભાન

કરાવતી ગઇ છે. એ પોતાના અપમાનનો બદલો નિર્દયતાપૂર્વક વાળી ગઈ.

જેમ જેમ સુરમા આ વાતનો વિચાર કરતી, તેમ તેમ આ પ્રસંગ એના હૈયાને ખૂબ જ અસહ્ય જણાવા લાગ્યો. હાય, આના કરતાં બકુરાણીએ સુરમાને દૂર કરી પોતાનું સ્થાન મેળવી લીધું હોત તો આટલું દુઃખ ન થાત. પરંતુ સ્ત્રીને સ્વામીની સેવાથી વંચિત કરવામાં...ઓહ, આ કરતાં ભયંકર અપમાન બીજું કયું હોઈ શકે?

પણ રમણીનું હૃદય કેટલું કઠોર! આટલા દિવસો સુધી સ્વામીની શય્યા પાસે બેસીને સ્વામીની સેવા કરી ગઇ, સ્વામીના વ્યથાભર્યા વદન સામે જોયા કરીને સાત સાત દિવસો વિતાવ્યા, અને છતાં પણ એટલું યે ન જણાવા દીધું કે એ બન્ને વચ્ચે પતિ પત્નીનો સંબંધ છે! જ્યારે સ્વામી જીવન-મરણના સંધીભાગમાં ઝોલાં ખાઈ રહ્યા હતા, ત્યારે પણ એણે એવી કોઇ અધીરતા ન દર્શાવી કે, જેથી એના સંબંધનો આછો આભાસ પણ પામી શકાય. ઓહ, બકુરાણીનું હૃદય કેટલું કઠોર! આવું કઠોર હૃદય જેની પાસે હોય, તેજ આ પ્રકારનો બદલો વાળી શકે. પરંતુ નારી હૃદયમાં આટલી કઠોરતા ટકી શકે ખરી? સુરમા કોઇપણ ઉપાયે વિશ્વાસ નહોતી કરી શકતી, નારીનું હૃદય આટલું કઠોર હોય!

એટલે સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં સુરમાએ કહ્યું: 'તો પછી એણે પોતાનો પરિચય શા માટે ન આપ્યો?'

મૃદુ હાસ્ય સહિત શરત્ બોલ્યો: 'હું સ્ત્રી હોત તો આ પ્રશ્નનો ઉત્તર આપી શકત રમા.'

સુરમાએ જરા મોઢું ચડાવીને કહ્યું: 'ધુળ ઉત્તર આપત. હું સોગંદપૂર્વક કહી શકું છું કે, એ કોઇ કાળે મારી શોક્ય ન હોઈ શકે.'

હસીને શરત્ બોલ્યો: 'સારૂં, એમ હોઇ શકે એ વાતમાં તને જ્યારે આટલું દર્દ થાય છે, ત્યારે હું તારી માન્યતાનો પ્રતિવાદ કરવા નથી ઇચ્છતો. કારણ, આ વાતનો વાદ-પ્રતિવાદ કરવાથી કોઇ પ્રકારનું લાભ-નુકશાન થવાનું નથી.'

સુરમાએ ગરદન ટેડી કરી શ્લેષભર્યા સ્વરે કહ્યું; ' ખરેખર કશું લાભ નુકશાન નથી ?'

શરતે આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં બારી બહાર દૃષ્ટિ દોડાવી. શરત્ હવે ઠીક થઇ ગયો હતો. ગુમાવેલી તંદુરસ્તી સંપુર્ણપણે પાછી નહોતી મળી તો પણ તે હરી ફરી શકતો હતો અને કામ પ્રસંગે એકવાર બહાર પણ ગયો હતો. આમ તંદુરસ્તીમાં ઝડપી સુધારો થવાનું એક કારણ પણ હતું. સ્વામીની તંદુરસ્તી સુધરે એ માટે સુરમા અથાગ પ્રયત્ન કરી રહી હતી. સુરમાનો આવો પ્રાણભર્યો આગ્રહ જોઇને શરત્ વિસ્મય નહોતો પામ્યો, એમ નહોતું, પરંતુ પત્નીના આગ્રહ પાછળ રહેલા સૂક્ષ્મ કારણને પણ તે પારખી શકયો હતો. કારણ જાણવા છતાં પણ શરત્ સુરમાનો આદર યત્ન આનંદપૂર્વક સ્વીકારી રહ્યો હતો. આ આનંદ વચ્ચે માત્ર એક જ સ્મૃતિ આવીને એને ડંખ દીધા કરતી. શરત્ એ આઘાત નીરવ ભાવે સહી રહ્યો હતો.

સ્વામીને મૌન જોઇને સુરમાએ પ્રશ્ન કર્યો : ' શું વિચારો છો ?'

શરતે હસીને કહ્યું : ' તું જ કહે જોઉં ?'

' એ કહેવું સહેલું નથી. કદાચ એમની વાત વિચારી રહ્યા હશો.'

મૃદુ હાસ્ય સહિત શરતે કહ્યું : ' બરાબર છે. '

ઘડીભર મૌન રહીને સુરમા ધીરે ધીરે બોલી ' જુઓ, એક કામ કરો.'

' શું ?'

સુરમાએ જરા નજીક આવી કહ્યું : 'એમને તેડી લાવો.'

વિસ્મય સહિત શરત્ બોલ્યો : 'ક્યાં ?'

'અહિં'

નયનો વક્ર કરી શરત્ બોલ્યો : 'છી !'

સુરમાએ ગંભીર સ્વરે કહ્યું : 'જેને દિવસ રાત મનમાં સાચવી શકો છો, તેને શું ઘરમાં સ્થાન ન આપી શકાય ?'

શરત્ મૌન રહ્યો.

સુરમા બોલી : 'મને લાગે છે કે એમને મારી પાસે રાખતાં તમને વિશ્વાસ નથી વસતો.'

શરતે તીક્ષ્ણ નજરે પત્ની સામે જોયું. એ દૃષ્ટિ સામે સુરમાએ માથું નીચું નમાવ્યું

બરાબર આ સમયે નોકરે આવી સમાચાર આપ્યા; કોઈ ગૃહસ્થ મળવા ઇચ્છે છે. શરત્ ઉઠીને ધીરે ધીરે નીચે ગયો. સુરમા બારી પાસે ઉભી રહીને બહારના પ્રચંડ તાપ તરફ જોઈ રહી.

થોડી વાર પછી ગભરાયેલી હાલતમાં પાછા ફરી શરતે કહ્યું : 'મારે હમણાં જ ભવાનીપુર જવુ જોઈશે.'

સુરમા વિસ્મિત ભાવે સ્વામી સામે જોઈ રહી. શરતે વ્યગ્ર સ્વરે કહ્યું : 'એની તબીયત ઘણી ખરાબ છે, બચે કે નહિ એ માટે શંકા જેવું છે.'

સુરમાએ વિસ્મયસ્તબ્ધ નજરે સ્વામી સામે જોઇને કહ્યું : 'તબિયત ખરાબ છે ?'

'હા, મારો રોગ પોતાના દેહ પર લઈને મને બચાવી ગઈ છે.'

કહી શરત્ વસ્ત્રો બદલાવવા તૈયાર થયો. સુરમાએ એકદમ સ્વામીના હાથ પકડીને કહ્યું : ' શું તમે ખરેખર ત્યાં જાઓ છો ? '

શરત્ પત્ની સામે સ્થિર દૃષ્ટિ કરી જરા વિરક્તિ ભર્યા સ્વરે બોલ્યો : ' શું તું મને ત્યાં જવાની ના પાડે છે ? '

સ્થિર સ્વરે સુરમા બોલી ! ' હા. '

શરત્ના નયને વદને તીવ્ર ઘૃણાનો ભાવ પ્રગટી ઉઠયો. સુરમાએ એ તરફ લક્ષ્ય ન આપતાં સહજ સ્વરે કહ્યું : ' તમે હજી માંડ માંડ ઠેકાણે આવ્યા છો. '

ક્રોધ ગંભીર સ્વરે શરત્ બોલ્યો : ' પણ એ ન હોત તો હું આ પથારીમાંથી કદી ઉભો ન થયો હોત, એ તારે ન ભૂલવું જોઈએ. '

કહીને તેણે સુરમાના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો. સુરમા ઘડીભર તીવ્ર નજરે સ્વામીના મોઢા સામે જોઈને ધીરે ધીરે ઓરડા બહાર નીકળી ગઈ.

ત્યાર પછી વસ્ત્રો પહેરીને શરત્ ઘર બહાર નીકળ્યો, ત્યારે સુરમા પણ વસ્ત્ર પરિવર્તન કરીને ઓસરીમાં ઉભી હતી. શરતે પુછ્યું : ' શું તારે કયાંય જવું છે ? '

' હા, ભવાનીપુર જવું છે. '

' પણ ભવાનીપુર આવવાની તારે શી જરૂર છે ? '

' હું વેર વાળવા ઇચ્છું છું. '

શરત્ પત્નીના વદન સામે તીવ્ર કટાક્ષ કરીને અગ્રસર થયો, સુરમાએ એનું અનુસરણ કર્યું.



## ૧૮

**અર્ધનિદ્રિત** અને અર્ધ જાગ્રત અવસ્થામાં પડેલી બકુરાણી સ્વપ્ન જોઇ રહી હતી, જાણે શરત્ અગાઉની માફક ઘરજમાઇ બનીને અહીં રહે છે. અગાઉની માફક જ મા અને ભાભીના તિરસ્કારથી લાંછિત બને છે, કોઇ દિવસ જમીને, કોઇ દિવસે ભૂખ્યાપેટે ઓફિસે જાય છે. બકુરાણી ભગવાનને પ્રાર્થના કરે છે: 'હે પ્રભુ, હું મારુ સર્વસ્વ દેવા તૈયાર છું, આપ મારા સ્વામીનું દુઃખ દૂર કરો.' એક-એક જાણે એની આંખ સામે હજારો વિજળીનો પ્રકાશ પ્રગટી ઉઠયો, મહાકાલિની છબી દિવાલ પર ધરતીકંપ માફક ધ્રૂજવા માંડી. સાથે સાથે છબીમાં રહેલ પ્રતિમાએ પોતાનો જમણો હાથ ઉંચો કરી મેઘ ગંભીર સ્વરે કહ્યું: 'સાવધાન, જે આપી શકાય એમ નથી, તે દેવાની વાત કરીને ભગવાન સામે અસત્ય ન બોલીશ.'

બકુરાણીએ ભયથી ધ્રૂજતા ધ્રૂજતા બંને હાથ જોડીને કહ્યું: 'અસત્ય નથી મા, સ્વામી ખાતર હું સઘળું આપી શકીશ.'

પ્રતિમાએ વક્રનયનો કરીને કહ્યું: 'સ્વામી ખાતર સ્વામીનો ત્યાગ કરી શકીશ?'

બકુરાણી ભય અને વિસ્મયથી ધ્રૂજતા નયને દેવીની ભયાનક મૂર્તિ સામે જોઇ રહી. દેવીએ ગર્જના કરતા કહ્યું: 'જલ્દી બોલ, ત્યાગ કરી શકીશ?'

'હા.'

દેવી ખડખડાટ હસી પડયાં, સમગ્ર સંસાર જાણે એના વિકટ હાસ્યથી નાચી ઊઠયો. દેવીએ આંગળી ચીંધીને કહ્યું: 'ત્યારે આ તરફ જો.'

બકુરાણીએ જોયું, એક નવું જ દૃશ્ય; એક ભવ્ય રાજ પ્રાસાદમાં રત્નમય આસન પર એનો સ્વામી બેઠો છે, અને એની પાસે ઉભી છે એક અન્ય યુવતી. બકુરાણી આંખો બંધ કરવા ગઇ, પણ આંખો બંધ થઇ શકી નહિ. દેવીએ ગંભીર સ્વરે કહ્યું: 'કેમ, તારી ઇચ્છા પુરી થઇ ગઇ છે?'

બકુરાણીએ કરુણ સ્વરે કહ્યું: 'મા!'

દેવીએ કહ્યું: 'દેવતા પાસે કોઇની આંતરિક પ્રાર્થના નિષ્ફળ નથી જતી. તેં મન વચન અને કાયાથી જે વસ્તુ દેવ પાસે માગી હતી, તે તને મળી ગઇ છે. હવે ચાલી આવ.'

બકુરાણીએ ભયથી પ્રશ્ન કર્યો: 'કયાં આવું મા?'

દેવીએ કહ્યું: 'મારી પાસે.'

બકુરાણી થાંભલા માફક ઉભી રહી. દેવી બોલ્યાં: 'તું જોતી નથી, તારા સ્વામી પાસે હવે તારું સ્થાન નથી?'

શંકાભર્યા સ્વરે બકુરાણી બોલી: 'શું એમના ચરણોમાં પણ સ્થાન નથી મા?'

બકુરાણીએ જોયું. દેવીનાં બંને નયનો ક્રોધથી સળગી રહ્યાં છે; વદન અતિ ભીષણ બની ગયું છે; દેવીએ આ વખતે વજ્રનાદે કહ્યું: 'હતભાગિની, સ્વામીના ચરણમાં રહેવા ઇચ્છે છે, પણ મારી પાસે

આવવા નથી ઇચ્છતી ? સ્વર્ગનાં સુખ કરતાં પણ સ્વામીના ચરણ પાસે રહેવું તને ભવ્ય લાગે છે ? '

બકુરાણી આ વાતનો ઉત્તર ન આપી શકી, માત્ર દેવીના ક્રોધ-ભર્યા વદન સામે જોઇને રડી પડી. દેવીએ આદેશ કર્યો: 'ચાલી આવ.'

ઇચ્છા ન હોવા છતાં પણ બકુરાણી અગ્રસર થઇ; કોઇ જાણે એને ખેંચી રહ્યું છે. અચાનક પાછળથી સાદ આવ્યો: 'બકુ !'

બકુરાણીએ પાછળ નજર કરી તો સ્વામીનું હાસ્ય પ્રફુલ્લ વદન દેખાયું. તે ત્યાંથી દૃષ્ટિ ફેરવી શકી નહિ. દેવી બોલ્યાં : ' શું જોઇ રહી છે ? '

બકુરાણી કશું બોલી શકી નહિ, તે અનિમેષ નેત્રે સ્વામીના મોઢા સામે જોઇ રહી. દેવીએ કંઇક કોમળ સ્વરે કહ્યું : ' છી બકુ, એ તરફ શું જોઇ રહી છે ? તું મારી પાસે આવ. મારે ત્યાં તને અનંત સુખ મળશે, મારે ત્યાં આવવા માટે તો લોકો જન્મ જન્માંતરથી તપ કરી રહ્યા છે. '

પાછળથી ફરીવાર સ્નેહકોમળ સ્વરે સાદ પડયો: 'બકુ ?'

બકુરાણી આ વખતે પછાટ ખાઇને નીચે પડી ગઇ. રડતાં રડતાં ચીત્કાર કરીને બોલી: ' તમારું સ્વર્ગ તમારી પાસે ભલે રહ્યું મા, હું ત્યાં આવવા નથી ઇચ્છતી, હું તો સ્વામીના ચરણોમાં જરા જેટલું સ્થાન મેળવવા ઇચ્છું છું. '

ભયાનક ગર્જનાથી વિશ્વ કંપાવીને ' દૂર થા હતભાગિની ' કહીને દેવી અદૃશ્ય થઇ ગયાં. સાથોસાથ ચારે દિશાઓ અંધકારથી ઘેરાઇ ગઇ. આવા સૂચિભેદ્ય ગાઢ અંધકાર વચ્ચે બકુરાણી કોઇ દિશામાં માર્ગ ન જોઇ શકી, તે ભયથી આર્તસ્વરે રડી પડી. સાથોસાથ એ અંધકાર સમુદ્રને પ્રકાશિત કરીને ફરીવાર મૃદુ મધુર કંઠનું આહ્વાન આવ્યું: 'બકુ'

બકુરાણીએ મહામહેનતે આંખો ખોલીને જોયું, સઘળો અંધકાર ચાલ્યો ગયો હતો; દિવસનો હળવો પ્રકાશ વેરાઈ રહ્યો હતો અને એ પ્રકાશમાં સ્વામીની સૌમ્ય મધુર મૂર્તિ એની વ્યાકુળ નજરે ચડી, શરત્ બોલ્યો: ' મને બોલાવ્યો હતો બકુ ?'

બકુરાણી કશું બોલી નહિ, કેવળ પ્રાણ પણ શક્તિ વડે બને તેટલી આંખો ખોલીને સ્વામીના વદન પ્રત્યે જોઈ રહી.

શરત્ ધીરે ધીરે નજીક આવી શય્યાના એક ખૂણા પર બેઠો અને બકુરાણીના માથા પર હાથ મૂકી ધીર–કોમળ સ્વરે બોલ્યો: 'મને બોલાવ્યો હતો ? '

બકુરાણીએ પોતાના બંને ક્ષતપુર્ણ હાથ વડે સ્વામીનો હાથ પકડયો, ગભરાયેલા સ્વરે તે બોલી: 'ઓ, મારે કયાંય નથી જવું, હું કેવળ તમારા ચરણોમાં પડી રહીશ. '

અચાનક એક વ્યક્તિ ઉતાવળે પગલે ઓરડામાં આવીને બકુરાણી સામે ઉભી રહી. એને જોઇને બકુરાણીએ એક અસ્ફુટ શબ્દ બોલી પોતાના બંને હાથ આંખ આડા ઢાંકી દીધા.

સુરમાએ કહ્યુ : 'ડર લાગ્યો બકુલા બહેન ?'

બકુરાણીએ આંખ પરથી હાથ અળગા કરી વિસ્મય ભર્યા સ્વરે કહ્યું : 'તમે...તમે અહિં !'

ધીરગંભીર સ્વરે સુરમા બોલી ! 'હા, હું અહીં આવીછું બદલો વાળવા.'

કશું ન સમજવાથી બકુરાણી પ્રશ્ન ભરી નજરે સુરમાના મોઢા સામે જોઇ રહી. સુરમા પથારી પર બકુરાણીના પગ પાસે બેસી ગઇ અને ગંભીર વદને બોલી : 'પોતાનો પરિચય છૂપાવી, મારા સ્વામીની

સેવા કરી, મારા પર જે શરમ મૂકી ગયાં છો, એનો હું આજ બદલો વાળવા આવી છું.'

બકુરાણીના રોગથી ચીમળાઇ ગયેલા અધર કિનારે મૃદુ હાસ્યની રેખા પ્રગટી, તે ધીરે ધીરે બોલી: 'બહેન, હું તો તારું જ કામ કરી ગઇ હતી.'

માથું ડોલાવી અભિમાનથી દબાયેલા સ્વરે સુરમા બોલી ; 'મારું કામ કરવાનું તમને કોણે કહ્યું હતું ? શું હું કશું નથી જાણતી ? મારા ઘરમાં આવી મારું કામ કરીને ચાલ્યા જવું, શોક્ય ઉપર શું આવી રીતે બળતરા મૂકી જવાય ?'

સુરમાના બંને નયનો આંસુ ભીના થઇ ગયાં. બકુરાણીના નયનો પણ સજળ બન્યાં. કષ્ટથી આંસુ રોકી, હળવું હાસ્ય લાવી બકુરાણી બોલી : 'પરિચય ન આપ્યો એ મારી ભૂલ થઈ છે, પણ તું ઘણા કટાણે બદલો દેવા આવી છે બહેન, મારી પાસે બદલો લેવાનો સમય પણ હવે નથી રહ્યો.'

સુરમા તીર માફક ઉભી થઇ ગઇ. આંસુથી દબાયેલા સ્વરે બોલી: 'તેથી જ તમે સમાચાર મોકલ્યા ખરું ? સ્વામીના ચરણોમાં માથું રાખી આંખ મીંચી જવાનું સૌભાગ્ય શોકયને દેખાડવા ઇચ્છો છો કાં ? આવી જ તમારી ઇચ્છા છે ને ? ઓહ, તમે કેટલાં નિષ્ઠુર છો ! પરંતુ હું પણ તમારી જ શોકય છું, હું તમારા કરતાં યે નિષ્ઠુર છું. હું કોઇ કાળે તમને એ સૌભાગ્ય નહિ લેવા દઉં. હું જોઉં છું, તમે અમને છોડીને કેવી રીતે જઇ શકો છો ? '

કહીને સુરમા એકદમ બકુરાણીની છાતી પર ઢળી પડી અને બંને હાથ વતી એના ગળે બાઝી પડી. બકુરાણીના નયનોમાંથી આંસુની ધારા વહેવા માંડી.

શરત્‌ના નયનો પણ શુષ્ક ન રહ્યાં; તે ધીરે ધીરે બારી પાસે જઇને ઉભો રહ્યો અને રૂમાલ વતી આંખો લૂછવા માંડયો. હાય, થોડી વાર પહેલાં જ તેણે સુરમાને હૃદયહીન માની હતી.

બરાબર આ સમયે વૈદ્યનાથ વૈદ્યને તેડીને આવ્યો. પરંતુ ઓરડામાં પગ મૂકતાં જ તે ચમકીને ઉભો રહ્યો. બકુરાણીએ મામાને જોઇને મૃદુ હાસ્ય સહ કહ્યું: 'આને ઓળખો છો મામા ?'

સુરમાએ પાછળ જોઇને તરત જરા લાજ કાઢી. વૈદ્યનાથ એને ઓળખતો નહોતો, એટલે હતબુદ્ધિ માફક તે એકવાર બકુરાણી તરફ અને બીજીવાર બારી પાસે ઉભા રહેલા શરત્‌ તરફ જોવા લાગ્યો. બકુરાણીએ હસીને કહ્યું: 'ન ઓળખી શકયા ? આ મારી ન્હાની બહેન છે.'

સુરમા વસ્ત્રો ઠીકઠાક કરી એક તરફ બેઠી. વૈદ્યનાથ હસતો હસતો વૈદ્ય સાથે અંદર આવ્યો. વૈદ્યરાજે રોગીનું ઉત્તમ રીતે નિરીક્ષણ કરી, નાડીની ગતિ તપાસી હર્ષભર્યા સ્વરે કહ્યું: 'હવે કોઇ પ્રકારનો ભય નથી, માએ રક્ષા કરી છે, બધા દાણા પાકી ગયા છે. પરંતુ આવું પરિવર્તન દૈવકૃપા વગર કદી ન થઇ શકે.'

વૈદ્યનાથ આનંદથી નાચી ઉઠયો. વૈદ્યરાજ ઔષધ-પથ્યની વ્યવસ્થા કરીને ચાલ્યા ગયા. સુરમાએ હર્ષભર્યા નયને બકુરાણી તરફ જોઇને કહ્યું: 'કાં બહેન, હવે શું કરશો ?'

બકુરાણી હળવું હસી. સુરમાએ કહ્યું: 'હવે હું બદલો વાળ્યા વગર નહિ રહું.'

બકુરાણીએ સુરમાનો હાથ પોતાની છાતી પર રાખી કહ્યું: 'પરંતુ એ બદલો તો તારી જાત માથે જ આવી પડશે બહેન.'

પ્રફુલ્લ વદન પર કૃત્રિમ ગાંભીર્ય લાવી સુરમા બોલી: 'મારી

જાત ઉપર? તમે પાગલ થયાં છો બહેન, મને કશું નહિ થાય. જેના ઉપર વીતશે, એ તો બારી પાસે ઉભા ઉભા આકાશ પાતાળનો વિચાર કરી રહ્યા છે.'

કહીને સુરમાએ સ્વામી તરફ મૃદુ કટાક્ષ કર્યો. શરતે પણ એકવાર એ તરફ જોઇ હસતાં હસતાં મોઢું ફેરવી લીધું. સુરમાં બોલી: 'આ વખતે એમને ઓછી મુંઝવણ નથી બહેન, એકની બળતરામાં ત્રણ દિવસ ગૃહત્યાગ કર્યો હતો, હવે બેની બળતરા ભોગવવી પડશે, જોઇએ કેટલા દિવસનો ગૃહત્યાગ કરી શકે છે.'

શરતે પત્ની સામે જોઈ હસતાં હસતાં કહ્યું: 'માફ કર રમા, ત્રણ દિવસના ગૃહત્યાગ પછી ફરી હું તો એનો એ ઘરજમાઇ થયો છું. પુનર્મૂષિકો ભવ, હવે ફરીવાર ગૃહત્યાગ કરૂં તો શું થાય; એ કહી શકતો નથી. હું સોગનપૂર્વક કહું છું કે હવે ઘરબહાર પગ મૂકું તો...'

વૈદ્યનાથે ઓરડામાં પ્રવેશ કરી કહ્યું: 'તો પછી તમે પોતે ન કરી શકો, તો મામાનું એકાદ લગ્ન કરી નાખો. પણ મામાના પક્ષની એક હળવી શરત માનવી પડશે.'

'શી?' બકુરાણી મામાના હસતા વદન સામે જોઈ રહી.

'મામો કયાંય ઘરજમાઇ નહિ બને.' કહીને વૈદ્યનાથ હસ્યો.

આનંદ અને હાસ્યથી આખો ઓરડો ભરાઈ ગયો. ઘણા સમયથી આ ઘરમાં હાસ્ય અને આનંદની પ્રકાશ રેખાઓ નહોતી ઝબકી.

હાસ્ય અને આનંદના પ્રકાશ કિરણો ભરીને બકુરાણી સ્વામીના ચરણ સામે જોઈ રહી.

卐